આ ચોપડી
મુંબઈ ગુજરાતી પ્રિંટિંગ પ્રેસમાં
મણિલાલ ઇચ્છારામ દેશાઇએ કોટ ૮, સાસૂન બિલ્ડિંગમાં છાપી
અને બલવતરાય કલ્યાણરાય ઠાકોરે,
૩૭૯, નારાયણ પેઠ, પૂના સિટિ એ સ્થળે પ્રકટ કરી
અક્ટોબર, ૧૯૧૭

# નિવેદન.

આ સંગ્રહ પ્રકટ કરવાનો પ્રથમ વિચાર ઈ. સ. ૧૯૦૯ માં થયો, અને એ માટે અર્પણ એ સાલના જુન માસમાં લખ્યું. તે પહેલાં એપ્રિલ માસમાં એક મિત્રે વિસ્તૃત સમજુતી, ટીકા, આદિની જરૂર દર્શાવી પોતે જ તે લખી આપવા ઇચ્છા જણાવી હતી; પણ પછી એમાંનુ કઇ થયું નહીં; અને મ્હારી પોતાની ઇચ્છા **અગાસી ઉપર, એક તોડેલી ડાળ, અને પ્રેમનો દિવસ,** એ ત્રણમાથી એક કૃતિ તો પૂરી કરીને પછી જ સંગ્રહ પ્રકટ કરવાની હતી. કેમ કે નહાની પરચુરણ કૃતિઓ પ્રકટ ન થાય કે થાય, અને થાય તો ક્યારે અગર કેવા રૂપમાં થાય, એ વિશે મ્હારુ સ્થાથી વલણ ઉદાસીનતાનુ છે.

**અગાસી ઉપર** એ કૃતિમા હિન્દના લાંબા ઇતિહાસ-પટમાની માનસ અને બાહ્ય સસ્થિતિઓના કેન્દ્રસ્થાનોને કૌમુદીમાં નહાતી સ્વપ્નસૃષ્ટિના દેખાવો તરીકે એક પછી એક વર્ણવવા હતા. **એક તોડેલી ડાળ**નુ ઉાળિયુ તદન જુદા પ્રકારનું હતું. હિન્દના કોઇ મોટા ભાગમા સ્થપાવા પામેલું કોઇ મોટુ રાજ્ય વિદેશીઓના હુમલાથી જર્જરિત થયેલુ અને એનું જીવન એનાં માડલિક ઉપરાજ્યોમાંથી બે ત્રણમાં જ રહેલું, તે ઉપર પણ વિજયી વિદેશીઓ પોતાનો કાબુ પૂરેપૂરો જમાવવા મથી રહેલા છે, તથા નહાની મોટી લડાઇનો અને હારજીતોનો વિગ્રહકાળ જ સળગ

ચાલી રહ્યો છે, તેવામા એ માડલિક ઉપરાજ્યોમાના એકના યુવરાજની પ્રતિભાથી બાજી પલટે છે, તે જેમ જેમ ટકાવ કરતો અને બલવાન થતો જાય છે, તેમ તેમ બીજા ઉપરાજ્યો અને આખી પ્રજા તરફથી તેને વધુ વધુ ટેકો મળતો આવે છે, વળી વિદેશીઓના મૂનસ્થાન ઉપર જબરા શત્રુઓના હુમલા થતા તેઓ અહીં પણ નબળા પડવા માડે છે, અને આ સર્વ કારણથી કેટલાક વર્ષમાં ચઢતીની જ્વલત તેમ પડતીની કારમી ક્ષણો વટા વીને–પરિણામે આ પદ્યવાર્તાનાયક યુવરાજ મૂળના સ્વદેશી મહારાજ્યના મોટા ભાગને પાછો એક છત્ર તળે સ્વતત્ર કરવાનો મહાવિજય મેળવવા પણ ભાગ્યશાની થાય છે આ વસ્તુવૃક્ષ ડાળ પાખડા ફળ ફુલ અને પત્રે પત્રે બનતા સુધી વાસ્તવિકતાના રગોવડે જ ચીતરવો હતો આ બન્ને વિષયો માટે વર્ષો સુધી લગની રહી હતી અને નહાના વિષયો તરફ મન જતુ નહીં, તે સાથે આ વિષયોમા ઝપ લાવવા જેવી યોગ્યતા આદિ વિશે શકા રહેતી અને તેથી દુ ખ થતુ આ સ્થિતિનો એક અણધાર્યો પરિણામ એ આવ્યો છે, કે જે કઇ કૃતિઓ રચાઇ છે તે લગભગ પોતાની મેજે જ રચાઇ ગયેલી તેથી કરીને જ રચાવા પામી છે

પ્રેમનો દિવસ ઈ૦ સ૦ ૧૯૧૩ માં પૂરુ થયુ તે પછી આજ સુધીના વિલમ્બ ખાનગી અડચણો વગેરેને લીધે થયો છે સગ્રહમાની ઘણી કૃતિઓ જુદા જુદા

માસિકો આદિમાં પ્રકટ થઇ ચુકેલી છે. મ્હારી પોતાની ઉદાસીનતા છતાં પણ એ કૃતિઓ પ્રજામાં જે કંઇ ફેલાવ પામી છે, તેનો જશ આ માસિકો આદિના તંત્રીઓને ઘટે છે. વળી ઇંગ્રેજી નિશાળોના ઉપલા ધોરણોમા નવી ગુજરાતી કવિતા વંચાવા લાગી ત્યારથી જુદા જુદા કર્તાઓની કવિતાઓના એકઠા સગ્રહો છપાતા થયા, એ સગ્રહોએ પણ આમાની કેટલીક કૃતિઓ જાણીતી રાખીને તથા ટિપ્પણ વગેરે વડે સમજાવવા પ્રયાસ કરીને મ્હારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. આ સર્વમાં પ્રથમ સ્થાન કાવ્ય માધુર્ય અને તેના પ્રકાશક રા રા ભાઇ હિંમતલાલ ગણેશજી અંજારિયાને ઘટે છે. હું અને મ્હારી રક કૃતિઓના ભોક્તાઓ એમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે.

મિત્રોના ખાસ આગ્રહથી ટિપ્પણ અને મ્હારી પદ્યરચનાની નવીનતાઓ વિશે કંઇક ખુલાસો ઉમેરેલાં છે તેથી વાચનારાઓને સુગમતા થશે એવી આશા રાખુ છુ.

આમા ન છાપેલી કૃતિઓમાથી **નાતનું હિત અને નાતની ઉન્નતિ**, મ્હારો વ્યાખ્યાનો અને નિબન્ધોનો સંગ્રહ પ્રકટ થશે, ત્યારે તેમાના સસાર સુધારાનુવિભાગમા છપાશે, કક્કો તેમાંના કેળવણી-વિભાગમા છપાશે; બીજી એકાદ "સખા મ્હારા"ના કાવ્યોનો સગ્રહ બહાર પડશે તેમાં કદાચ આવશે. એ શિવાયની એકે ફરી પ્રકટ કરવા વિચાર નથી

આ સંગ્રહને આ કાયમનું રૂપ આપવામાં પાંચ સાત મિત્રોએ સમય આદિનો ભોગ આપીને મ્હને અનેક રીતે ઘણી ઘણી મદદ કરેલી છે, મુદ્રણને લગતા કંટાળા ભરેલા કામકાજની સમાપ્તિએ એ મદદની અહીં નોંધ લેતાં આનન્દ થાય છે ચિત્રિત મુખપૃષ્ઠ ગ. રા. રવિશંકર મહાશંકર રાવળના પોતાની કલા માટેના ઉત્સાહની વાનગી છે. મુદ્રણની વિશુદ્ધિ અને સફાઈ ગ. રા. મણિલાલ છ. સ્વ. દેશાઈની ચીવટને આભારી છે.

૧-૫-૧૯૧૭ } બલવંતરાય કલ્યાણરાય ઠાકોર.

# અનુક્રમણી.

| વિષય | પૃષ્ઠ |
| --- | --- |

## શુદ્ધ (અગેય) પદ્ય.

આરોહણની અને મ્હારી બીજી કૃતિઓની પદ્યરચના વિશે જ્યાં ત્યા ટીકા થયેલી છે અને થાય છે પણ એ ટીકા મ્હારી રચનામા નવીનતા છે તે યતિભગ, શ્લોકભગ, શ્રુતિભગ, અગેયતા, કર્કશતા વગેરે દોષયુક્ત છે, એવુ એવુ જોઈને જ અટકેલી છે, એક ડગલુ પણ આગળ વધેલી નથી આ નવીનતાઓ મ્હારે હાથે જન્મ પામી છે અને હજી ગે થયા કરે છે, તેનો ખરો ખુલાસો એ છે કે પદ્યરચનામા મ્હારુ લક્ષ્ય જ કંઇક જુદુ છે / એ લક્ષ્ય બને તો સમજાય અને એ જેમના ધ્યાનમા ઉતરે અને જેમને સ્વીકાર્ય લાગે તેવાઓને મ્હારી રચનાના કહેવાતા દોષ દોષ જ છે કે શી રીતે તેનો એ લક્ષ્યની દૃષ્ટિએ ફરી વિચાર કરવા આકર્ષવા—એ માટે અહીં ચાર શબ્દ લખુ છુ

ગદ્ય લખાણ અર્થ પ્રમાણે, ઘટતી ચ્હડઉતર સાથે, જ્યા જોઇએ ત્યા જેવા જોઇએ તેવા લાંબાટુંકા વિરામો સાથે, અને જે શબ્દ ઉપર જેટલો છાજે તેટલો ભાર દઇને વચાય, તે જ સારુ વાચન ગણાય / શિષ્ટ ગુજરાતી ગદ્યને આપણા ઘણા સ્ત્રીપુરુષો વાંચી જાણે છે, અને તેઓ જાણે છે કે આ પ્રમાણેના સરકારી વાચનથી લખનારના આશય અને તેની શૈલીની ખુબીઓ ખીલી નીકળે છે / આવા વાચન દરમિયાન વાચનાર સાભળનારના કાનમા ક્વચિત્ ક્વચિત્ જે સુન્દર સુરાવટ જામી રહે છે, તેના પ્રવાહનો

લખાણના અર્થ અને ભાવના પ્રવાહ સાથેનો સ્વચ્છ એ રસિક હૃદયના અનુભવમા આવતું સગીતમાધુર્યથી કેવલ ભિન્ન એવુ નવા પ્રકારનું માધુર્ય છે, જે ગદ્યમાધુર્ય શિષ્ટ રીતીબદ્ધ ગદ્યનો પ્રસાદ કે જ્યોતિ છે પરન્તુ આવા ગદ્યમાધુર્યનો અનુભવ શ્રેષ્ઠ ગદ્યમાં પણ ક્વચિત્ ક્વચિત્ જ સમ્ભવે છે, અને વળી એની સુરાવટ જામે છે ત્યારે પણ તેનો પ્રવાહ સામાન્ય રીતે અનિયન્ત્રિત વહે છે કેમકે ગદ્ય, ઉત્તમ ગદ્ય પણ, આખરે વ્યવહારની વાણી છે, એનું પ્રધાન કર્તવ્ય અર્થબોધ છે, રસ, જુગુપ્સા, અલંકાર, આદિ એમા ગૌણ રાખવાના હોય છે, વિચારોને જ એમા પ્રધાનપણે ઉચ્ચારવાના છે, અને તે વિચારો પણ શાસ્ત્રીય અંકોડામાં સાંકળેલા, પદે પદે વસ્તુ નિરૂપણ કરતા આવે એવા, અને જનતાની સામાન્ય સમજને અતિ વિચિત્ર કે અસમ્બદ્ધ ન લાગે એવા

હવે સગીતમાધુર્યથી ગદ્યમાધુર્ય જેટલું ભિન્ન છે તેટલું જ ભિન્ન, તથા ગદ્યમાધુર્યની જે બે ખામીઓ ઉપર જણાવી કે એ અતિ અનિયન્ત્રિત છે અને કોઇ કોઇ વાર જ વહેતા પ્રવાહરૂપે અનુભવાય છે—તેનાથી વિમુક્ત, એવુ વાણીમાધુર્ય પણ હોઇ શકે છે, અને આ જ ખરુ કવિતામાધુર્ય છે પદ્યની નિયન્ત્રિત અને સળંગ વહેતી રચનાવડે જ આ માધુર્ય સાધ્ય છે પણ એ પદ્ય તે શુદ્ધ અગેય પદ્ય હોવુ જોઇએ, ગેય પદ્ય કે પદ નહીં કેટલાંક સગીત પદ્યો

કે પદોમા યે કાવતામાધુર્ય હોઇ શકે છે, બલ્કે કવિતામાધુર્ય અને સગીતમાધુર્યના આવા સુસયોગ રસિકોને ઔર આન° આપે છે, એ નિર્વિવાદ છે પરન્તુ આવા સુસયોગ એક ભાવની અને ટુકી કૃતિઓમા જ નભી શકે છે. સગીત-માધુર્યને માટે તાલબન્ધ જોઇએ, એટલે કે એક ને એક તાલરચનાનું ફરી ફરીને પુનરાવર્તન થયા કરવુ જોઇએ, તેથી કરીને આવા પુન પુનરાવર્તી તાનબન્ધનો અર્થ અને ભાવના સ્વતત્ર રીતે પનટાતા આવતા પ્રવાહ સાથેનો સવાદ લાબા વખત સુધી ચાલે એ સભવિત નથી લાંબાં કાવ્યોને માટે અગેય પદ્યરચના જ આવશ્યક છે, કેમકે અર્થ અને ભાવના પ્રવાહમા વવળે વવળે જે વાણી-પ્રવાહ ભળતો આવી તેને પદે પદે અને વવળે વવળે ઔર ખીલવે તે વાણીપ્રવાહ જ ખરી કવિતા છે! પદ્ય-રચનાઓ સગીતથી ભિન્ન રીતે, તાનબન્ધના કરતા સ્વતત્ર અપુનરાવર્તી વહને, અર્થ અને ભાવને વવળે વવળે ઝીલી રહે એ પ્રમાણે, વહી શકતી નથી, તે સર્વે રચનાઓ–પદો કે સગીત કાવ્યોને માટે ગમે તેટલી ઉત્તમ ભલે ને હોય પણ–શુદ્ધ કવિતાને માટે તો બન્ધનરૂપ છે.

શુદ્ધ અગેય પદ્ય નહીં એવી સર્વ જાતની પદ્યરચના-ઓને અહીં હુ લાઘવ માટે 'પદ' કહેવા માગુ છુ પુનરા વર્તી તાનબન્ધવાળી તમામ રચનાઓ ગેય, એટલે જે રચનાઓમા તાનબન્ધ સ્પષ્ટ છે અને તે ઉપરાત જે રચના

ઓમાં તાલબન્ધ લક્ષણમાં દાખલ થતો ન હોવા છતાં શક્ય છે, એવી સર્વ રચનાઓનો અહીં આ ટુંકા પદ શબ્દમાં સમાવેશ કરવા રજા લઉં છું. આવી રચનાઓનો આપણી ભાષામાં સુકાળ છેઃ પદો, દેશીઓ, ચાલો, ગતો, ગરબીઓ, લાવણીઓ, ગઝલો, ટપ્પા, કટિબન્ધો, વગેરે વગેરે તાલમેળ અને માત્રામેળ છન્દો આપણામાં જોઇએ એટલા પ્રચરે છે, અને નવા નવા રચાઇને કે બીજી ભાષાઓમાંથી શીખાઇને દાખલ થતા આવે છે. સંગીતમાધુર્ય અને કવિતામાધુર્યનો સુસંયોગ જેવી ટુંકી કૃતિઓમાં શક્ય છે તેવી કૃતિઓ લલકારવા માટેના આ આપણા મોટા અને જીવતા ખજાના વિશે અહીં એક પણ શબ્દ કહેવાની જરૂર નથી. મ્હારી પદરચના વિશે જે ટીકા કરવામાં આવે છે તે આ મોટા વર્ગમાંથી જે જુજ રચનાઓ મ્હેં ઉપયોગમાં લીધી છે તેને સ્પર્શ કરતી નથી.

ત્યારે રહી માત્ર અક્ષરમેળ રચનાઓ. આ રચનાઓમાંની હાલ આપણામાં વધારે વપરાય છે તે પૈકી પણ કેટલીકનું બન્ધારણ એવું છે કે તેમને ગેય રચનાઓ જ ગણવી પડે.* શાલિની, માલિની, મન્દાક્રાન્તા, હરિણી, શિખરિણી, અને સ્રગ્ધરાનાં રૂપ (બન્ધારણ) વિચારો. એવાં વૃત્તોમાં ગુરુ સ્વરો કે લઘુ સ્વરો કે બંને, એટલી સખ્યામાં સાથે સાથે ખડકાએલા છે, કે તેમનામાં યતિઓ (વિરામો)નાં સ્થાનો નિશ્ચિત હોવાં લગભગ આવશ્યક

બને છે; અને નિશ્ચિત લઘુગુરુ અનુક્રમ અને નિશ્ચિત યતિ-સ્થાનો સાથે મળતાં, એ વૃત્તો તાલબન્ધ પણ કુદરતી રીતે બની જાય છે. આવાં વૃત્તો ગેય તો શું પણ સુગેય છે, એટલે એ પણ 'પદો'જ છે. સંગીત માધુર્યથી ભિન્ન એવા પદલાલિસ કે સ્વરમાધુર્યની લાલસાવાળો કોઇ એવાં વૃત્તને અગેય રીતે વાંચવા જશે, તો તે પણ વારંવાર ગેયતામાં લપશી પડશે.

હવે પૃથ્વી વૃત્તનું માપ તપાસો. એ પંક્તિ સુગેય નથી; ગેય છે, તથાપિ અવશ્યમેવ ગાવી પડે એવી નથી; સંગીતમાં ચાલતા તાલો જેતાં,-કહે છે કે,* એને કોઇ

* જુઓ રા રા ગણુપતરાવ ગોપાળરાવ બર્વે કૃત ગાયન વાદન પાઠમાળા-છંદોગીત વિનોદ વિભાગ પૃ ૩૪-"આ (પૃથ્વી) વૃત્ત પણુ ગાયનને બરાબર અનુકૂળ નથી આખા વૃત્તમા ૮-૮ માત્રાના ૩ વિભાગ પડે છે, પરન્તુ તે ૩+૫ મળીને પડે છે દીપચંદી તાલમા ૭ માત્રાનો દરેક પડક હોય છે, તે ૩+૪ નો હોય છે, અને ઝપતાલમા ૫ માત્રાનો દરેક વિભાગ હોય છે, તે ૨+૩ નો હોય છે, તેમ પૃથ્વી વૃત્તમા નિયમિત વિભાગ જોતા એ એક નવીન તાલ ગણીને તેનો વ્યવહારમા યોગ્ય ઉપયોગ કરી શકાય તેવો છે" આ વાત ખરી હોય તો તેથી મ્હારી દલીલને સારો ટેકો મળે છે, પણુ મ્હારી દલીલ આ એક જ વાત ઉપર અવલમ્બતી નથી

પૃથ્વીમા દૃઢ યતિ નથી એ વાત રા રા કેશવલાલ હર્ષદરાય ધ્રુવ એ વૃત્તને અખંડ રૂપબન્ધમાં ગણીને સ્વીકારે છે.

પણ જાણીતો તાલમન્વ ગણી શકાય એવી એ નથી. એમાં ગુરુ સ્વરો લઘુ સ્વરોના સાથે લાગા ખડકના નથી. આથી એમા આવશ્યક ગણવું પડે એવું યતિસ્થાન પણ નથી મિશ્રક સત્તર શ્રુતિ (કે ૩૫ કે ઉચ્ચારણના એકમ*)ની બનેલી પંક્તિનું ઉચ્ચારણ દૃઢ કે શિથિલ વિરામ વગર સરલ નથી, અને એના લક્ષણમા આઠમી શ્રુતિએ યતિ સ્થાન ટર્યું છે –

जसौ जसयला वसु | ग्रहयतिश्च पृथ्वी गुरु

વળી એનુ બન્વારણ તપાસતા આઠ આઠ માત્રાના ત્રણ ખંડોનું ગણી શકાય એવુ છે, જેમાનો બીજો પ્રથમ ખંડનું પ્રતિબિમ્બ છે –

જસૌ જસયના= ।ऽ।।।ऽ
વસુ ગ્રહયતિશ્= ।ऽ।।।ऽ
ચ પૃથ્વી ગુરુ= ।ऽऽ।ऽ

એટલે છઠ્ઠી શ્રુતિએ અને બારમીએ એમ બે યતિ સ્થાનો ગણીએ તો ગણી શકાય જો કે આવી યતિરચના વાળી પંક્તિઓ ઉપરાઉપર આવતાં રચના જલદી અવિવિધ (મોનોટોનસ monotonous) થઇ જઇ નીરસ લાગ્યા વગર ન રહે એ દેખીતુ છે.

અર્થઅન્વને વ્યાકરણમાં આપણે વાક્ય કહીએ છીએ. ભાવનિરૂપણ પણ (ખાસ કરીને ભાવપ્રધાન કવિતામા) અર્થ

* Syllable

ની ઉક્તિનું આવશ્યક અગ છે. એટલે અર્થ અને ભાવના પ્રવાહમા વાક્યે વાક્યે પૂર્ણોક્તિ, પ્રશ્ન, કે આશ્ચર્યનું દઢ દીર્ઘ વિરામસ્થાન આવે છે, અને દરેક વાક્યની અદર ખડે ખડે અર્થને બન્ધ બેસતા વત્તાઓછા શિથિલ ને ટુકા વિરામસ્થાનો આવે છે જે સર્વ જુદા જુદા વિરામચિહ્નોવડે દર્શાવવાનો ઇંગ્રેજી રિવાજ આપણે સ્વીકારેલો છે અર્થ અને ભાવના પ્રવાહને પદે પદે ઝીલે અને વનણે વનણે યથોચિત વળે અર્થપ્રવાહને સવાદી વહે એવો પદ્યપ્રવાહ લાબી ટુકી સર્વ કવિતાને માટે આવશ્યક છે, અને લાબી કવિતામા આવો પદ્યપ્રવાહ અગેય રચનામા જ શક્ય છે, એ ઉપર કહેવાઇ ગયુ છે આ જો ખોટુ હોય તો મ્હેં એ પ્રકારની પદ્યકૃતિઓ કરી છે તે વૃથા કાલક્ષેપ થયો છે પરન્તુ આ જો ખરુ હોય તો તો આવી અગેય રચનાવાળુ પદ્ય સાધવાને માટે વાક્યના (એટલે કે અર્થ અને ભાવના) વિરામચિહ્નોને ટેકો આપે અને ખીલવે એવા એ પદ્યરચનાના પણ વિરામ સ્થાનો હોવા જોઇએ, એ પ્રમેયવસ્તુ સિદ્ધ થાય છે.

### યતિસ્વાતન્ત્ર્ય: અર્થસવાદી યતિરચના

ટીકાકારો જેને મ્હારી રચનાના યતિભગ કહે છે તેને હુ યતિસ્વાતન્ત્ર્ય ગણાવવાનો દાવો કરુ છુ પૃથ્વી વૃત્તની ગેયતા સ્વત સિદ્ધ ન હોવાના કારણથી કવિતા=ગાન એ ખ્યાલ જેટલો વખત—જેટલા સૈકા—પ્રવર્ત્યો, તેટલો સમય આ રચના અણુમાનીતી ગણાય એ કુદરતી છે. કવિતા=અગેય પદ્

મધુર અને નિયંત્રિત રીતે સળંગ વહેતી રચના એ નવું લક્ષ્ય દષ્ટિમર્યાદામાં આવતાં, જે એ વૃત્તનો દોષ ગણાતો હતો તે જ એનો ગુણ વસી એ પણ કુદરતી છે. વળી યતિપાલન ગેય રચનાની ગેયતા જાળવવાને માટે આવશ્યક છે, તો અગેય માધુર્ય જેનું લક્ષ્ય છે તેવી રચનાની અગેયતાને માટે યતિસ્વાતંત્ર્ય એટલું જ આવશ્યક છે. અને વાક્યના વિરામોને સંવાદી બની રહે એવી ફરતી ફરતી યતિઓવાળી પદ્યરચનાને લક્ષણમાં જણાવેલી યતિ પ્રમાણે જ વાંચતા-પોતાની ટેવ પ્રમાણે ગાવા-જાય, તે સર્વ વાંચનારને એ પદ્યરચના કર્કશ અને ફરી ફરીને કંટાળો આપનારી લાગે, એ પણ કુદરતી છે. તાત્પર્ય કે આવી સ્થિતિમાં વાચનાર લેખકની નવીનતાઓનાં લક્ષ્ય, વલણ, આશય, કે કારણ ન જુએ, ન સમજે, ન સ્વીકારે, ન સાંખે, એવો પણ કેટલોક સમય જવો જ જોઇએ. સુસ્થાપિત અને રૂઢ થયેલી વસ્તુમાં ફેરફાર કરી નવો ચીલો પાડવાનું સાહસ ઉઠાવે તેને-તે તે દરેકને-આવી યંત્રણા અનુભવવી યે પડે. હોયઃ સૌંદર્ય સ્વયંપ્રકાશ અવિનાશી અને લાયકને આકર્ષનારું છે, તો એ સૌંદર્યની જે કઇ છાયા આ કૃતિઓમાં ઉતરી હશે, તેટલા પ્રમાણમાં તે આવા જંતરડામાંથી ખેંચાતી તણાતી પાંચ પંદર વર્ષે કે એક બે જમાને પોતાના લક્ષ્યને સ્વીકારનારો અને ગુણદોષપરીક્ષા એ લક્ષ્યની દષ્ટિએ જ કરનારઃ વાચક

વર્ગ ઉત્પન્ન કર્યો વગર નહીં રહે. વળી આવી છાન્દસ નવીનતા—અસન્ત સૂક્ષ્મ ફેરફારોથી સરજાએલી હોય તો પણ—એક સામાન્ય વ્યક્તિ વડે કે એક સામાન્ય જમાનામાં સંસિદ્ધ થાય, એવી વસ્તુ એ છે નહીં: એક પછી એક કલાકારો એના પ્રયોગો પોતપોતાની પ્રતિભા અને પોતપોતાના હૃદ્ગત પ્રમાણે કરતા આવતાં જ તે સુસંપન્ન બની સર્વમાન્ય થઇ શકે.

સામાન્ય શાસ્ત્રીય વિવરણને સજીવ તેમ મર્યાદિત કરવાને માટે હવે આપણે વિશેષ ઉદાહરણો ઉપર આવીએ. પણ વર્ણનતાં સુધી અર્થને વલણે વલણે વળતી આવે એવી આ યતિરચના છે, એમ દરેક દાખલે શબ્દોનો અર્થ લઇને સમજાવવા જતાં લંબાણ ઘણું થઇ જાય; તેમ દાખલાઓની આગળ પાછળની પંક્તિઓ મૂલમાં જોઇ લેવાની જે વાંચનાર તસ્દી લેશે તેને આવા વિસ્તારની જરૂર પણ નથી, કેમ કે અર્થ ને યતિનો પરસ્પર સંબંધ તેના ધ્યાનમાં આવી જવાનો. એટલે એ દાખલાઓ ઉતારવા ઉપરાંત અહીં બીજુ થોડુ જ ઉમેરવાનું રહે છે. એ પંક્તિઓ ઉતારતાં મૂલમાંના ગુરુલઘુ ચિહ્નો અને વાક્યાર્થ દર્શાવનારાં વિરામચિહ્નો અહીં ઉતાર્યા નથી. વાંચનારે જાતે તે ધ્યાનમાં લઇ લેવાનાં છે. અહીં માત્ર એ પંક્તિઓમાં યતિસ્થાને એક ઉભી લીટી ઉમેરું છું.

અર્થપ્રવાહની ધારા બીજી આના ન હોય એવા ઘણા-

ખરા ગ્રંથોમા પૃથ્વીની પંક્તિમા તેના લક્ષણમાં જણાવ્યા પ્રમાણે આઠમી શ્રુતિએ યતિ આવે

(૧) વિરાગ ન કળાવતી । થઇ અનોપ એ વ્હોડતી
(એક તોડેલી ડાળ)

આ રૂઢ સ્થાનથી અર્થપ્રવાહની આજ્ઞા પ્રમાણે યતિ કેવી ખસતી ખસતી બને બાજુએ જાય છે એ નીચેની પંક્તિઓમા અનુક્રમે જુઓ

સાતમી શ્રુતિએ યતિ–

(૨) ક્ષમા સદય દેવિ । મૂઢ જનનાજ અજ્ઞાનને
(કવિનુ એકાંત)

નવમી શ્રુતિએ યતિ–

(૩) કરાંગુલિ વિશે તુ સૂત્ર । નવનીત સ્વચ્છન્દમા
(કવિનુ કર્તવ્ય)

છઠ્ઠી શ્રુતિએ યતિ–

(૪) અરે નહિ નહીં । અહીં પણ કદાપિ એકાદ કો
(આરોહણ)

દશમી શ્રુતિએ યતિ—

(૫) અહો વિમન નેહમાર્ગે । તમે ઝગો છો બધે
(કન્યાદાન)

પાચમી શ્રુતિએ યતિ–

(૬) યતા મુખર । શા વિચર પ્રકરો તમે આ ઉરે
(આરોહણ)

અગિયારમી શ્રુતિએ યતિ–

(૭) નથી પ્રિતમ હું યશી ઇતર । પણ હું તો શૂન્ય છુ
(કન્યાદાન)

ચોથી શ્રુતિએ યતિ–

(૮) નપુંસક । કરી શકે પ્રકટ અન્ય આત્મા લિંગે
(આરોહણ)

બારમી શ્રુતિએ યતિ–

(૯) અરે સરિત માહરા જિવનની । અરેરે પ્રભો
(પ્રાર્થના)

ત્રીજી શ્રુતિએ યતિ–*

(૧૦) પધાર । નિજ ભક્તનુ હૃદય ત્હારૂં સિંહાસન
(કવિનુ એકાન્ત)

કેટલીક વખતે અર્થપ્રવાહ એક પંક્તિમા બે એકસરખી દીર્ઘ યતિ ફરમાવે છે

ત્રીજી અને સાતમી શ્રુતિએ—

(૧૧) બચાવ । જય આપ । આ વિમલ સ્રોત પોતાપણે
•(પ્રાર્થના)

ચોથી અને અગિયારમી શ્રુતિએ–

(૧૨) વરી પણ । અને અહો પ્રિતમ । શા વખાણુ હમો
(કન્યાદાન)

---

* ૧૩ મા શ્રુતિએ યતિ માટે જુઓ દાખલો (૨૩)

પાંચમી અને સાતમી શ્રુતિએ–

(૧૩) વહ્યો વખત । હાય । જે અફુટ ભાસતો આશમાં (આરતી).

પાંચમી અને આઠમી શ્રુતિએ–

(૧૪) સ્હડુ ઉપર । હોંસ ના । ફક્ત પૂર્વ નિશ્ચય થકી (આરોહણ).

પાંચમી અને નવમી શ્રુતિએ–

(૧૫) મિલાવ ગુણ । પૂર સૂર । બહલાવ તુજ બાનિને (કવિનું એકાન્ત).

પાંચમી અને અગિયારમી શ્રુતિએ—

(૧૬) મળે ક્ષણિક । વા સવાક્ષણિક । તે હજો તાહરાં (જીવનું મોત).

છઠ્ઠી અને આઠમી શ્રુતિએ—

(૧૭) અહા સ્વર મિઠો । ફરી । નગર આ શું ગન્ધર્વનું (આરોહણ).

છઠ્ઠી અને અગિયારમી શ્રુતિએ—

(૧૮) નમોસ્તુ ત્હમને । અરે નયન । રોતું છોડો જરા (આરતી).

છઠ્ઠી અને બારમી શ્રુતિએ—*

(૧૯) મ્હને વિરમવા । મ્હને રુઝવવા । મ્હને ઠારવા (જીવનું મોત).

આઠમી અને બારમી શ્રુતિએ—

* છઠ્ઠી અને ચૌદમી શ્રુતિએ યતિ માટે જુઓ દાખલો (૨૨)

(૨૦) નહીં ફક્ત ચાકમાં । વિપદમાં । ઉરગ્લાનિમાં
(સ્તુતિકણી).

કોઇકવાર બેથી વધારે યતિવાળી પંક્તિ પણ આવે—

(૨૧) અસંગ । નિરદ્વં । અનન્ય । પરમાત્મ । નામો નમોં
(આરતી).

યતિસ્વાતંત્ર્ય તે શું એ બતાવી આપવાને આથી વધારે દાખલાની જરૂર નથી. અને જે કોઇ વાંચનાર સારું ગદ્ય સારી રીતે વાંચવામાં આનન્દ લેનારા હશે તેમને આ પદ્યરચના એમની ગદ્ય વાંચનની આદતે જ વાંચતાં જરા મુશ્કેલી નડવાની નથી. માત્ર ગદ્યના કરતાં પદ્ય કંઇક ધીમે વાચવાનું હોય છે, અને એમાં ગુરુ લઘુને ગુરુ લઘુ જ બોલવા આવશ્યક છે, એ તો જાણીતું છે.

## શ્લોકબંધ.

નિશ્ચિત યતિસ્થાનો ગેયતાને પોષે છે, ત્યારે આપણી પદ્યરચનાનું શ્લોકબન્ધારણ આપણા પદ્યોની ગેયતાનું જ પરિણામ છે. પંક્તિ પંક્તિને અન્તે દૃઢ વિરામ હોય, અને પંક્તિઓની નિશ્ચિત સંખ્યાની એક કડી રચવામાં આવે, તો જ સંગીતના સમતોલ આરોહ અને અવરોહના પૂરા આન્દોલનવાળું સંગીતનું એક એકમ સિદ્ધ થાય. એથી ઉલટું, આ અગેય પદ્યરચનામાં પંક્તિના અન્તની યતિ સૌથી વધારે દૃઢ અને દીર્ઘ એ નિયમ સામાન્ય રીતે જ

પગાય છે, એક આવશ્યક નિયમ તરીકે નહીં અને અપવાદ રૂપ પંક્તિઓ વિરલ નહીં પણ છૂટથી આવે છે તેમાં કેટલીક વાર એમ પણ બને છે કે પંક્તિના અન્તની યતિ છેક અછડતી કે નહીં જેવી થઇ જાય છે આના ચાર જ દાખલા ઉતારું છું

(૨૨) પ્રભો શિર નમ્યું । નમ્યું જ ધરું સર્વદા । એટલી વિશુદ્ધ મતિ આપજે । (પ્રાર્થના)

(૨૩) અખંડ કૃતિ સાથ* જોઉં કૃતિનાથ । આ દિનના મનોરથ ઉરે નિ । (કન્યાદાન)

(૨૪) સ્હડુ ઉપર । હા સખે । નિકટ આ સ્હડાવે* તમે નહીં નિકટ । (આગ્રહણ)

(૨૫) વહે વખત । પ્રાક્તન સ્મરણ સૂર જાગે વધિ ખિલે । (જીવતુ મોત)

યતિઓના અછડતી હળવી અને દીર્ઘ એવા અલ્પવિરામ અર્ધવિરામ અને પૂર્ણવિરામ જેવા ભેદ પાડીને વિષયમાં ઝીણવટ અને વિસ્તાર થઇ શકે એમ છે, પણ અહીં તો મુખ્ય મુદ્દા રજુ કરવાનો જ ઉદ્દેશ રાખ્યો છે. પદ્યની યતિઓ અને વાક્યના વિરામચિન્હો બનતાં સુધી એક

---

* (૨૩) માં આ * સ્થળે વાચનારની ઇચ્છા પ્રમાણે યતિ આવે તો તે નાથ પછીની યતિ જેવી છે તે કરતા હળવી આવે (૨૪) માં સ્હડાવે પછી યતિ આવે તો હળવી આવે. ઉપર (૧૦) માં હૃદય પછી હળવી યતિ આવી શકે

બીજાને સંવાદી જોઇએ, એ એક નિયમ જ આખા વિષય-મા પૂરતો પ્રકાશ પાડે છે.

વાક્યાન્ત શ્લોકાન્તે, શ્લોકાર્ધને અન્તે, કે પંક્તિને અન્તે જ આવે એવી પણ કશી આવશ્યકતા નથી અર્થ અને ભાવના વહન પ્રમાણે વાક્યાન્ત જ્યાં આવવાનો હોય ત્યાં ભલે આવે અને વાક્ય રૂપ એકમ (unit)થી આગળ વધી વાક્યકલાપ (paragraph પરિચ્છેદ) નિશે વિચારતાં,–અર્થ અને ભાવના આરોહ અવરોહ તે જ કવિતામાધુર્યના ખરા આરોહ અવરોહ છે. સંગીતમાધુર્યના આરોહ અવરોહ અને કવિતામાધુર્યના આરોહ અવરોહનો સુસંયોગ બની આવ્યો હોય એવા યથાર્થનામ 'સંગીત-કાવ્યો'મા પણ કવિતામાધુર્યનો ખરો દેહ સંગીતના આરોહ અવરોહને નહી પણ અર્થ ભાવના આરોહ અવરોહને અનુસરવાનો છે. આવા અર્થભાવના આરોહ અવરોહ આ કૃતિઓમા છે–પણ વાચનારાઓ એ પોતે જ જોઇ લે તે વધારે સારુ છે. વાક્યો અને આરોહ અવરોહની રચનાનું આ પ્રમાણેનું સ્વાતંત્ર્ય યતિસ્વાતંત્ર્ય અને અગેયતા શિવાય શક્ય નથી. પંક્તિની ગુરુલઘુની વ્યવસ્થાનો નિયમ, એ એક જ વિશેષતા આવા લખાણને ગદ્યલખાણું કરતા અત્યન્ત વિલક્ષણ, અને નિયમિત સળંગ પદ્યપ્રવાહ બનાવવાને માટે પૂરતી છે

૧ એટલે આ કૃતિઓમાં શ્લોકોને બદલે ખડકો તરીકે

પરિચ્છેદો (પૅરગ્રાફ paragraph) છે. એક પંક્તિનો પરિચ્છેદ, ત્રણનો, પાંચનો, સાતનો, તેરનો એમ આવે છે; અને બે, ચાર, ૭ પંક્તિઓના પરિચ્છેદોને મુકાબલે એ ઓછા કુદરતી કે કોઇ પણ રીતે ઓછા સન્તોષકારક લાગે,—શુદ્ધ અગેય પદ્યની રચના સમજે અને પૂરેપૂરી સ્વીકારે તેને પણ ઉંડુ ઉંડુ એ પ્રમાણે લાગે,—તે ગેય પદ્યરચનાના ઘણા લાંબા કાળના સાર્વત્રિક પ્રયોગ અને પરિચયનું પરિણામ છે. સંસ્કૃતિના જમાનાઓ ને સૈકાઓથી રૂઢ થઇ ગયેલા રૂપોમાં સુધારો કરવાનું કામ—સંસારસુધારાના કે ધર્મસુધારાના કામ જેટલું જ—રાજકીય કે આર્થિક સુધારાના કરતાં વધારે—દુર્ઘટ છે. દલીલો અને શાસ્ત્રીય ચર્ચા તો માત્ર આપણાં બુદ્ધિ આચરણની સપાટીને સ્પર્શી રહે છે. લાગણીઓ, રસેન્દ્રિયો, ભાવનાઓ જેમ જેમ ભેદાય અને ફરતી આવે તેમ તેમ જ આવા સુધારા થઇ શકે.

આખી કૃતિ બાર કે સોળ પંક્તિની નહીં પણ ચૌદની, એ ઇંગ્રેજીમાં સૉનેટ (sonnet) નામે સુપ્રસિદ્ધ સુન્દર રૂપના અનુકરણો પણ આ સંગ્રહમાં આવે છે, તે આમાના શ્લોકુલગોના સૌથી મહત્ત્વનાં ઉદાહરણો છે. ચાર ચાર પંક્તિના એકમોને વળગી રહીએ ત્યાં સુધી સૉનેટના જેવું સુન્દર રૂપ ઉપજાવવું શક્ય જ નથી. અહીં આપેલી સૉનેટોમાં એ રૂપના સૌંદર્યની કઇ પે છાયા આવી છે કે કી રીતે—એ જુદો સવાલ છે

અર્પણમા વસતતિલકાની કૃતિમા છેલ્લી પક્તિ સ્રગ્ધરાની આવે છે, પ્રેમના દિવસના અર્પણમા વસતતિલકાની વચ્ચે ગમે ત્યા મન્દાક્રાન્તા આવે છે, એ વિજાતીય રચનાઓ શ્લોકભગના બીજી જાતના દાખલા છે. હરકોઇ ઘાટના સુઢગ કુઢગ વિશેનો નિર્ણય તે તે ઘાટની તેના તેના અર્થભાવપ્રવાહ સાથેની સવાદિતા ઉપરથી કરવાનો છે કોઇ પણ ઘાટ ઘાટ તરીકે જ સુઢગો કે બેઢગો છે નહીં પરતુ આ પણ નિર્વિવાદ છે કે ગેય રચનાઓમા ક્રમભગ ન ચાલે આવી રચનાઓને પણ અગેય ગણવાની છે એ જ છેવટનો જવાબ છે બેશક એમ કર્યે પણ પૂરેપૂરુ પતતુ નથી પણ તેમા વિચિત્ર કશુ નથી કેમકે વસતતિલકા, મન્દાક્રાન્તા, અને સ્રગ્ધરા સુગેય છે, અને વાચનાર જાણ્યે અજાણ્યે ગેયતાની અપેક્ષા રાખે છે, અને આ ક્રમભગ તેને ખુચે છે ગેયતાની અપેક્ષા જ ઘસાતી જાય નહીં, ત્યા સુધી આવા મિશ્રણ અર્થ અને ભાવને ઝીલવામા વિજયી એવા ઉત્તમ દાખલામા પણ, વિલક્ષણ લાગ્યા કરવાના

## શ્રુતિભંગ.

આ બાબત ઉપર ચર્ચા ન બને બાબતોને મુકાબલે નજીવી છે તથાપિ જેમાં હુ જે છુટ કવચિત્ લઉ છુ તે કેવળ છુટ છે એમ નથી આ છેલ્લા વાક્યમા 'ક્વચિત્' શબ્દનુ માપ એક લઘુ અને એક ગુરુનુ ગણાય

પણ 'કેનળ' શબ્દનું માપ એક ગુરુ અને બે લઘુનું ગણાય અથવા બે ગુરુનું પણ ગણાય 'પણ' શબ્દનું માપ બે લઘુનું કે એક ગુરુનું જ્યાં જેવું ગણવું હોય તેવું ગણાય આપણી ગુજરાતી ભાષાનું ઉચ્ચારણજ એવું છે 'જ' ને છુટા શબ્દ તરીકે ન લખવો એ મત મારેની એક દલીલ એ છે કે એ બહુધા ખોડો (જ્) જ બોલાય છે, અને એકલો ખોડો વ્યજન ઉચ્ચારણ ક્રિયાનું એક અગ (સિલેબલ syllable) નથી, તેને છુટા શબ્દની પદવી ન હોય મતલબ કે બે લઘુને કવચિત્ એક ગુરુનું સ્થાન અપાય તો તે ગુજરાતી ભાષાના ઉચ્ચારણની આ વિલક્ષણતા પ્રમાણે હોઇ અણુગતું નથી. સસ્કૃત ભાષા અને તેના નિયમોની દૃષ્ટિએ બેશક આમ ન કરાય પણ આપણે તો ગુજરાતી ભાષાની વાત છે અને વાધો નથી એ આ બચાવ માત્ર નકારાત્મક નથી ભાષાની વિલક્ષણતાનું પ્રતિબિમ્બ પદના ઉચ્ચારણમા પડે એ કુદરતી છે વળી આવા પ્રયોગના લાભમા ઉમેરવુ જોઇએ કે એથી વાણીપ્રવાહની ભારવ્યવસ્થા અથવા તો સ્વરવ્યજનની સુરાવટ કે શબ્દાર્થનું ઔચિત્ય કોઇ કોઇ વાર સુધરી આવે છે , ઉપટ, ગેય રચનાને તાલ બન્ધની સ્ફાઇ આવશ્યક છે, તેમા તાળી (આઘાત કે સમ)ના જે જે સ્થાન તેમા એક માત્રાનો કે લેશ પણ આમ કે આમ ફેર પડવો ન જોઇએ પણ સગીતથી

સ્વતંત્ર કવિતામાધુર્ય જેનું લક્ષ્ય, તે રચનામાં આ પ્રકારની છુટ શા માટે નહીં? છુટનો અતિયોગ કે દુરુપયોગ ઇષ્ટ નથી એ સૌ સ્વીકારે છે જ; આ સંગ્રહમાં જે કોઇ અતિ છુટના દાખલા હશે તેનો બચાવ કરવા આગ્રહ પણ નથી. વાંચનાર આ નવી સ્વતંત્ર પતિવાળી પદ્યરચનાનું રૂપ સમગ્ર રીતે જોવા જાણવા આકર્ષાય તો યે ઘણું છે.

આપણે ત્યાં પાશ્ચાત્ય સંસ્કૃતિનો ઉદય થયો અને નર્મદ આદિએ કવિતા લખવા માંડી ત્યારથી આજ લગીમા પદ્યરચનાના વિષયમા કેટકેટલા પ્રયોગો થયા છે! નાસૌ મુનિર્યસ્ય મત ન ભિન્ન તેમ નર્મદથી માંડીને રા. રા. મનહરરામ હરિહરરામ મહેતા (વાલ્મિકીય બાલ-કાંડના ભાષાન્તરકાર) પર્યન્ત જેમણે ગણતરીમા ગણાય એવી કવિતા રચેલી છે તેઓમા નવી* રચના કરી જ નથી એવા કેટલા ઓછા છે! વળી છોકરુ આંક શીખે તે દર-મિયાન એને શૂન્યનો આંક પણ શીખવો પડે અને શૂન્ય શૂન્ય જ છે એમ સમજી લેવુ પડે, તેમ-જાણે એવુ જ કંઈક પ્રજાને સમજાવવાને માટે-તાલમેળ, માત્રામેળ, ગુરુ લઘુ મેળ, કે કેવળ સખ્યામેળમાથી એકે વર્ગમા ન આવે એવી

* નવીન કહેવાતી રચનાઓમાથી ખરેખર નવીન કઇ કઇ અને પ્રથમ કોણે રચી-એ સવાલો જુદા છે અહીં માત્ર સ્થૂલ રૂપમાં વાત મુકી છે.

શૂન્યલક્ષણ રચનાઓ પણ થઇ છે અને થાય છે.* પ્રયોગોના આવા જુકાળમાં નવીન સંગીતની રચનાઓ સંગીત તરીકે સારી–વિશેષ નહીં તો માત્ર કઇક વૈવિધ્યવાળી હોય તે પણ સંગીતની દૃષ્ટિએ અદૂષિત હોય તો–તે બધી યે આવકાર લાયક છે. વળી શ્લોકોના અનિયમિત મિશ્રણની–કાન્ત નિરચિત વસન્તવિજય ચક્રવાક મિથુન આદિ જેવી રચનાઓ થવા લાગી છે, તેમાથી જે જે, પોતપોતાના અર્થ અને ભાવના પ્રવાહને સારી રીતે ઝીલે છે, તે તે કાવ્ય માટેનું તેનું સૌષ્ટવ નિર્વિવાદ છે, અને આવી અનિયમિત રચનાઓની છુટ લોકપ્રિય થઇ છે એ લાભ જ થયો છે પરન્તુ લાંબા કાવ્યપ્રવાહ માટે અગેયતા અને પદ્યરૂપતા સાથેલાગાં અને એકસરખા આવશ્યક છે, તાલમેળ અને નિશ્ચિત યતિમેળના આભાસને પણ દૂર કર્યા વગર અગેયતા શક્ય નથી, તો પદ્યરૂપતાને વળગ્યા વગર નિયન્ત્રિત વાણીમાધુર્ય શક્ય નથી, અને વળી અર્થભાવના પ્રવાહને તેના અસંખ્ય લાંબા ટુંકા વલણો અને આરોહ અવરોહને માટે પૂરેપૂરી

* રા રા નહાનાલાલ દલપતરામ કવિની કૃતિઓમાં નવ કૃતિઓ અને ખરો પુષ્કળ છે, અને તેમાની શ્લોકમાં અપૂર્વ મીઠાશ છે, જેનો પ્રજા તરફથી જેટલો આદર થાય તેટલો ઓછો છે, ઉપર લખ્યું છે તે એમની કૃતિઓની 'ડોલન' કૃત્રિમ અછાન્દસતા વિશે છે, જેને વિશે રા રા નરસિંહરાવ, રા. રા. રમણભાઇ અને રા. રા કેશવલાલે ઉચ્ચારેલા અભિપ્રાય મુખ્ય મુદ્દે ઉપર જણાવેલા મતને મળતા છે વળી જુઓ આ નિબન્ધના છેવટ ટિપ્પણનો અન્ત

છુટ સાથે પૂરેપૂરો ઝીનવો તે સ્વતન્ત્ર યતિરચનાવાળા પદ્ય-પાત્રમા ઝીલાય તો જ વાણીમાધુર્યનો સળગ પ્રવાહ થઇ શકે છે—એ માન્યતાઓ પ્રમાણે ઉદ્ભવતો એવો તો આ સંગ્રહ-માંનો શુદ્ધ =અગેય પૃથ્વીનો પ્રયોગ જ જાણવામા છે.

વાસણીમા સારંગીનુ મહાસંગીત શક્ય નથી, તેમ મહા-કાવ્ય 'બ્લૅન્ક વર્સ ( blank verse )'ના સાધન વગર શક્ય નથી પણ એ રચના 'બ્લૅન્ક' હોવી જોઇએ તે સાથે 'વર્સ' પણ હોવી જોઇએ હવે ઇંગ્રેજી પદ્ય શાસ્ત્રમા 'બ્લૅન્ક' શબ્દથી બે ગુણ વિવક્ષિત છે અન્ત્યપ્રાસ રહિતત્વ અને યતિસ્વાતન્ત્ર્ય સહિતત્વ પણ 'બ્લૅન્ક વર્સ'ની મહાકાવ્ય માટેની લાયકી તેના યતિસ્વાતન્ત્ર્ય વિશિષ્ટ પદ્યત્વમા છે એ નિર્વિવાદ છે. એટલે 'બ્લૅન્ક' શબ્દનો યતિસ્વાતન્ત્ર્ય ગુણ જ પ્રધાન ગણવાનો છે પૃથ્વી વૃત્તની ઘટનામા જ કંઇક અગેયતા છે, અને એ ઘટના યતિસ્વાતન્ત્ર્ય પામી થતા તેની અગેયતા ખીલી આવે છે એટને ઇંગ્રેજી ઉપ-રથી સાદૃશ્ય ન્યાયે પણ 'બ્લૅન્ક વર્સ'નો આપણો ખરો પર્યાય—અછાન્દસ રચના નહીં અપ્રાસ છન્દરચના નહીં, પણ અગેય અથવા તો યતિસ્વાતન્ત્ર્ય વિશિષ્ટ છન્દરચના એવો હોવો જોઇએ, એ સ્પષ્ટ છે /

મારુ આવી બાબતમા એક સામાન્ય વ્યક્તિનુ અને એક સામાન્ય જમાનાનું ગજુ અતિ પરિમિત છે નવા નવા કવિઓ વર્ષો સુધી લાંબા કાવ્યપ્રવાહ માટે મેની છન્દરચના

જોઇએ અને ગુજરાતીમાં તે કઇ રીતે સાધ્ય છે, એ વિશે આ વિવરણમાં દર્શાવેલી દિશા ખરી ગણાશે, અને એ દિશામાં પોતપોતાની સ્વતંત્ર ભાવના અને હૃદ્‌ગત સમૃદ્ધિ પ્રમાણે વિહરશે, તો ઇષ્ટ પદ્યરચના બન્ધાશે અને આપણી સંસ્કૃતિમાં સુપ્રસ્થાપિત થશે. એવા નવા પ્રયોગો કરનારને કવિપ્રકૃતિને સુદ્-સદ્ કંઇ કંઇ યત્રણા તો વેઠવી પડશે. પરન્તુ તે તે પ્રયોગોની ખરી દિશા કઇ છે, કયા પ્રયોગો આડા અવળા રસ્તાના છે, એ વિશે મત કેળવાતો આવતાં કાળક્રમે ઓછી થશે. શાસ્ત્રના અભ્યાસ અને વિવરણનો પ્રત્યક્ષ ઉપયોગ ન હોય, ત્યાં પણ સન્માર્ગના બોધક નિદર્શક અને સંસ્થાપક તરીકે શાસ્ત્રની પરોક્ષ ઉપયોગિતા અપરિમેય છે *

---

* તાલ, માત્રા, ગુરુ લઘુ રૂપભેદ, અને અક્ષર સંખ્યા, એ ચારેથી ભિન્ન પ્રયત્ન (સ્ટ્રેસ stress કે ઍક્સૅન્ટ accent) નામના તત્ત્વ ઉપરથી ઉત્પન્ન થતા એક્સેન્ટ્સનો મોટો વર્ગ ઇંગ્રેજી પદ્યરચનામાં છે. આ વર્ગ ઉપર ગણાવ્યો નથી, તેમ ઇંગ્રેજી બ્લૅન્ક વર્સ ઉપરથી જે સાદૃશ્યાત્મક (ઍનૅલૉજિકલ analogical) દલીલ ઉપજ કરી છે, તેમાં પ્રયત્નના તત્ત્વને સ્પર્શ પણ કર્યો નથી. ઇંગ્રેજી શબ્દોના ઉચ્ચારણમાં પ્રયત્ન-નિશ્ચિત સ્થાને નિશ્ચિત પ્રમાણનો પ્રયત્ન-સર્વવ્યાપી અને સર્વસંમત છે, એવી ભાષામાં પ્રયત્નભેદ પદ્યરચના કુદરતી છે. ગુજરાતી શબ્દોના ઉચ્ચારણમાં એવી પ્રયત્ન વ્યવસ્થા નથી એટલું જ નહીં પણ જે કંઇ પ્રયત્ન હશે તે એક વિરલ કે નહીં જેવો છે, અને સો વસા બોલનારના સ્વચ્છન્દ ઉપર અવલમ્બે છે અગર તો વાક્યરચના, આવેશ, યમક, રાગનો

દાખલા, કે એવા કોઇ કારણ–કારણોને લીધે વાક્યમાના અમુક શબ્દો ઉપર જે ભાર (એમ્ફસિસ emphasis) પડે છે તેનાથી એને જુદો પાડવો લગભગ અશક્ય છે આથી કરીને પ્રયત્નમેળ પદ્યબન્ધોનો પાચમો વર્ગ ઉપર ગણાવેલો નથી, કેમકે પ્રયત્નના તત્વની જ જે ભાષામા આ સ્થિતિ છે તેમા એવા પદ્યબન્ધો સમ્ભવે નહીં. એ ખરૂ છે કે રા રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે એક બે દાખલા રચ્યા છે, જે પ્રયત્નબન્ધના દાખલા તરીકે તેઓ આગળ ધરે છે એ રચનાઓ ઇંગ્રેજી ભાષાના પ્રયત્નતત્વ પ્રમાણેના પ્રયત્નબન્ધના દાખલા નથી જ વળી, કેટલાક પારસી લેખકોની "પદ્ય"–રચના પ્રયત્નબન્ધ હોવાનો દાવો કરવામા આવેલો છે પરન્તુ આ દાવાને રા રા રમણભાઇ મહીપતરામ નીલકંઠ અને કેશવલાલ ઘટતો ઇનસાફ આપી ચુકેલા છે અને છેવટ, ગુજરાતીમા કોઇ પ્રકારના પ્રયત્નબન્ધ શક્ય છે એમ કદાચ દલીલ ખાતર સ્વીકારીએ, તો પણ રા રા નહાનાલાલની કે એવી બીજી અગદ્ય રચનાઓ કોઇ પણ અર્થમા પ્રયત્નબન્ધ છે, કે એ રચનાઓમા કોઇ પણ જાતનો 'મેળ' છે એમ કોઇ રીતે પણ કહી શકાય એમ સમ્ભવિત લાગતુ નથી લેખકના કે વિષયના બળથી અર્થ અને ભાવના આરોહ–અવરોહ અને બીજી ચમત્કૃતિ આ રચનાઓમા આવે છે તેટલા પ્રમાણમા જ તે કઇ ને કઇ આદર પામે છે

આ આખા વિષય માટે સરખાવો રા રા કેશવલાલ હર્ષદરાય ધ્રુવ કૃત પદ્યરચનાના પ્રકાર, બુદ્ધિપ્રકાશ–ઇ સ ૧૮૦૮, ઇ સ ૧૮૯૯ના જ્ઞાનસુધામા રા રા નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયાનુ રા રા નહાનાલાલ દલપતરામ કવિ કૃત વસન્તોત્સવની પદ્યરચના વિરોધુ ચર્ચાપત્ર, ને તે નીચે તંત્રીનો ખુલાસો, અને રા રા રમણભાઇ મહિપતરામ નીલકંઠ કૃત કવિતા અને **સાહિત્યમાં છન્દ અને પ્રાસનો** નિબન્ધ

# ભણકાર

## અર્પણ.

વસંતતિલકા—ના આ ઠર્યું ઉરની એકલડી ગુહામાં<br>
ના એ થતું નહિ ઠર્યું, શકું ના વિસારી;<br>
ને હું કદાપિ વિસરું, પણ સૂર એના<br>
વ્હે જૈ બન્યા કિમપિ દ્રવ્ય જ કૈં ઉરોમાં;<br>
રે દૈવદત્ત મધિ રક્ત સમાનધર્મો,<br>
છે દેશકાલ મુજ તે જ ત્હમારી મૈયા;<br>
તો હે સહોદર વડા, ભણકાર આ જે,<br>
મૈયા ઉછંગ રમતાં, સ્હુડતાં, પડન્તાં;<br>
મૈયા તણાં સુખદુખોચ્છ્વસિતો લહન્તાં,<br>
મૈયા મુખે જિગરની છલકો છવાતી<br>
તે જોઇ પૂરી અધુરી મનને ડુબન્તાં-<br>
કે શાન્તિ શુદ્ધિ મહીં માત પ્રસન્નબિમ્બ,<br>
કે રેક આ હૃદયે સ્પર્શી થકી જ રેક,-

સગ્ધરા—જેવા જેવા ઝીલાયા,<br>
સ્વજન મુજ ખરા, અર્પું સસ્નેહ તેવા. ૧૪

## ભણકારા.

મન્દાક્રાન્તા—આઘે ઊભાં તટધુમસ જેમાં દ્રુમો નીંદ સેવે,
વચ્ચે સ્વપ્ને મૃદુ મલકતાં શાન્ત રેવા સુહાવે;
ઊંચાં નીચાં સ્તનધડકમાં હાલતાં શુભ્ર વારિ,
તેમાં ધીમે તલ સમ પડે ઊપડે નાવ મ્હારી.
માથે, જાણે નિજ નિરખતાં નમ્ર કાન્તિ કદાપિ
જાગે સૃષ્ટિ, કુસુમવસને તેથી જ્યોત્સ્ના લપાતી;
ને બીડેલાં કમલ મહીં બન્ધાઇ સૌંદર્ય-ઘેલો
ડોલે લોટે અલિ મૃદુ પદે, વાય આ વાયુ તેવો.

ત્યાં સૂતેલો લહું નવલ અર્ધા અનાયાસછન્દ,
કે ડોલન્તી ગતિ પર સજ્યું બીનના તાર મન્દ;
તેમાં ક્યાંથી—રજનિ-ઉરથી, નર્મદા-નીરમાંથી,
સ્વર્ગંગાની રજતરજ કે વાદળી ફેનમાંથી:—
પુષ્પે પાને વિમલ હિમમોતી સરે તેમ છાની,—
આની મીઠી ઉર ભીંજવતી નીતરે શી, સૅહેની? ૧૪

## વીણાહૃદય.

શિખરિણી–મહા રાને વીણાહૃદય બિન આધાર લટકે,
અને અસ્થિ પીછાં પરણુ રજ સૌ આવી અડકે;
તપે દી'સે, રાતે ભરચક બને ઓસ ટપકે,
સદા સૌને મીઠા પ્રતિસુર ક્યહાંથી દઇ શકે! ૪

# કવિની સ્નેહતૃષ્ણા.

હરિણી—વદન વપુને ન્હાળી જોતાં કસૂર નહીં જડે,
ગગન તળિયે ચરનારાના શિરોમણિમાં ઠરે;
પણ નયનને વિશ્વાસે જ્યાં ગણી નિજ જાતનાં
ઉછળી તલસું બન્ધુભાવે, છળું નિકટે જતાં.
પ્રણય-ઉભરે પ્રેર્યો હું હું ઝોલી શકનારને,
પ્રણયન્તરસે ઘેલો જાચું પિલાવનહારનેઃ
બહુ તરવરે મનુજાકારો જુઓ દગ જાય જ્યાં,
પણ હૃદયને ધારે એવું કહો મળવું ક્યહાં!

તરસ ઉભરે મૂકી માઝા ઉરે કઇ કોટિધા,
સ્વકિય રસથી રંગી લીધા અનેક અનેકધાઃ
પ્રિ'તમ નિરખે ઉન્માદે જે છબી ગત વ્હાલીની,
સજીવ જ ગણી—કલ્પો ભાવિ દશા હતભાગીની!
અનુભવ થયા વારે વારે, જિગર ઉથલી ગયું,
નથી તદપિ રહેવાતું, નાહીં મળે દિલનું ચહ્યું;
વહી ગઇ વળી શાન્તિ જેથી નિભાવત એકલું,
અરર, ઉર બેચારા, ત્હારે ફ્રર્યાં કરવું દહ્યું. ૧૬

## કવિનું એકાન્ત.

પૃથ્વી–'રહે પડ્યો શું એકલો ? ચલનોં વાડીની મોજમાં,
જમી, રમત ગાન ધૂમ મચશે જ ગપ્પાં તણી:
ઉઠ્ એ ! નહિ શું આવ તું ? અરર કોણ તું જેહવો ?
બળેલ ! દિલલ્હેજતો તુજ સરીખ માટે નહીં.'

ગયા. વિષયકીટ એ દિલલહેજતો શું લહે ?
ભરે પવન મસ્તકે, નહિ વિચારમિત્રો મળે.
ભલે રમત એમની, મુજ કને મહા ખેલ શા !
–અને ટિણટિણી તણું મળતું શુષ્ક કો કંઠમાં
સુણી વહન, ગાન એ ગણીં, મને ઘણું રાચતા,
–ક્ષમા, સદય દેવિ, ધૃષ્ટ જનના જ અજ્ઞાનને !
પધાર, નિજ ભક્તનું હૃદય હ્હારૂં સિંહાસન,
મિલાવ ગુણ, પૂર સૂર, બહલાવ તુજ બાનીને,
સુને, અહીં રહે પ્રસાદ તુજ પ્યાસીં આ મોરલો,
અને વિધુ સુધા ચઢી, ત્યમ ધરે કલાઓ બધી. ૧૪

૬

## કવિનું કર્તવ્ય.

પૃથ્વી–સલાહ કવિ આપું જો સ્મરણ કાવ્ય કવતાં ધરે,
ન વસ્તુ કદિ શોધ કાવ્યનણું આત્મચિત્તાન્તરે.
વિશાળ જનતા વિલોક મમતાથીં, સન્તોષથી,
વિસાર નિજ હર્ષ શોક, ભુલી જા નિજાત્મા મથી.
ઉગાડ ઉર માહિ એક ઉત્પન્ન એવું નવું
સ્થિરપ્રકૃતિ જે ન થાય કદિ સોલકું દૈવનું;
દલેલ વિશુદ્ધ જે મહીં સ્વેચ્છ નાચી રહે
ગભીર જ ઉદાત્ત તીક્ષ્ણ મૃદુ માનુષી ભાવ જે.

વનસ્પતિ સજે ક્રમે ઋતુ તણા પરીધાનને,
વસન્ત હિમે પ્રાવૃ–શ્વસનચક્ર–બંસી બને;
ઉદાર મનમાં તું બિમ્બ સરખાં બધાંને ધરે,
ત્વદીય ભુમિ કાલ ઓઘ સઉ નિમ્ન હૈયે વહે.
સ્વદેશ તણું ભૂત જીવન દીસે રહ્યું જે જતું,
સ્વદેશ તણું ભાવિ જીવન જણાય જે આવતું,
ગણે અવરે સ્વપ્ન એ ઉભય, તે થકી એતમા
ધ્રુઆડ કવિ તું બધાં કરણ સામટાં તેહમાં.

વિચાર અભિલાપ આર્ત પરિતાપ આદીનમાં
યુગે યુગ તફાવતો જ વિષયે, નહીં તત્ત્વમાં: ૫૬
પુરાતન ભવિષ્ય લીન કર કલ્પનાપ્રાણુને,
કદાપિ નહિ વર્તમાન કવિ ગુહ્ય ભાસે ત્હને;
કરાંગુલિ વિશે તું સૂત્ર નચવીશ સ્વચ્છન્દમાં
પ્રસંગ રસ તર્ક સાધ્ય ઇતિહાસ ને પાત્રનાં. ૨૭

બધા સુર ખિલાવજે મનુજ-ચિત્ત-સારંગીના,
બધાં ફલક માપજે મનુજ- બુદ્ધિ- બ્રહ્માંડનાં;
અબોલ પણ જીવતી ખલકમાં તરે માનવી,
તરંગ લય એહના અજબ તું રહેજે લહી;
પ્રવાહ મહીં સર્ગના સ્મિત તું ધારજે દૈવનું,
રખે વિસરતો ક્ષણે રટણ એક સૌંદર્યનું. ૨૮

## આત્મબોધ

પદ—ગઈ ઋતુ વસન્ત પ્રાવૃષ વળી જશે પરવરી,
કિશોર વય ગૈ વહી, ભર જુવાની ચાલી પળીઃ
—દીસે નહિ દીસે ત્હને પરમ એક કર્તવ્ય કે ?—
સમર સ્વામ, ધરની હામ, સફર લાંબી છે મસ્તકે.

નડે પ્રકૃતિ પ્રીત આશ ગત કાલ કેરી ઘડી,
જડો જુની ઉખેડતાં ખટકી જાય ઉલટી ઉંડી;
—દીસે નહિ શું દૂરતું સુભગ શાન્ત કર્તવ્ય કે ?—
સમર સ્વામ, વમળ વામ, સફર લાંબી છે મસ્તકે.

નડે પશુપણું, નડે સપરિવાર પાપો જુનાં,
રહ્યાં ઘર કરી, હસે ફેટ કરી, વળી ડંખતાંઃ
—નવીન બલ દે નહીં વિમલ સાધુ કર્તવ્ય કે ?—
સમર સ્વામ, સજની મામ, સફર લાંબી છે મસ્તકે.

નડે વિતથ કલ્પના, ભમતી ચક્ર ખાતી મતિ,
અધૈર્ય, ચલ ભાવના, ઉડુ ઉડુ જ શ્રદ્ધા યતીઃ
—દીઠું નવ દીઠું ખરે સવતજ્યોતિ કર્તવ્ય કે ?—
સમર સમર સમર સ્વામ, સફર લાંબી છે મસ્તકે.

## ૯

# એક તોડેલી ડાળ.

શિખરિણી—નથી પાસે કાંઈ મૃદુ હૃદયને શાન્ત કરવા,
ચુમી અશ્રુ છાતી સરસી ધરી પીયૂષ ભરવાઃ
નિશા અન્ધારીના વિરલ લઘુ તારા પણ લ્હાં
નહીં પ્રેરે જ્યોત્સ્ના, પડી રહી સુના આ શયનમાં.
ગયો સંધ્યાકાળે પ્રિ'તમ રિપુ સામે સજ બની,
પડો વાગ્યો, 'હાંરે મરદ સઉ રક્ષો જ જનની!'
સ્વદેશે આપત્તિ સુની ઘર રહે માઇસુત કે?
થયો જ્યાં ડંકો જૌહર ઢીલ કરે રાજપુત કે?
પિયૂ શૂરો આ તો સુપુત લડવૈયા કુળ તણો,
યશાકાંક્ષી, પૂરો રણકુશલ, જુવાન વયનો.
વધાવે પત્ની ત્યાં ભુજ તુરગકેશે ગુંચવીને
ઉભેલો બોલ્યો, દક્ષિણ કર ખભે સ્હેજ મુકીનેઃ
"સતિ, ત્હારી પાસે અહીં જ જીવ રાખી કુચ કરું,
વિના દેશે શાન્તિ, રિપુ ભય શિરે મેલી ન ફરું.
પ્રભુ હાથે ભાવિ, કયમ નહિ બને બેલિ સતનો!
કહો તેજીને કે સમરબિચ કરજો જી જતન."

અસ્વસ્ત પૃથ્વી—પડ્યું શ્રવણ નામ ગર્વ ભરી ડાક ઉચ્ચી કરે,
ત્યહાં ઝટ થઈ સવાર હસોં ફેરવી ઘોડલી.
કરી તિલક ભાલ જયમાળ કંઠ આરોપી તે,
સ્વીકારી કંઈ નાચતી,
સખી નયન રાચતી,
વિયોગ ન કળાવતી થઇ અલોપ એ ઘોડલી.

શિખરિણી—પછી વૃદ્ધો ભેગા મળી ગત બનાવો રસભર્યા,
ઉકેલી બેઠા, ને પ્રહર રજનીના નવ કળ્યા.
ઘણાં જંગી યુદ્ધો, મહીં પવનવેગી અણી સમે
ધસારે વીંધેલાં રિપુદળ રસાલે મરણિયે;
બચાવો દુર્ગોના મુઠી ભર હઠીલા જણ થકી,
ટકાવો કિલ્લાના ભુખ તરસ વ્યાધિથી ન ડગી;
ઉમંગો જીત્યાના, અધર જીવ હારોનું સુનતાં;
યશો, ને ત્રાસો, ને રણ સમયનાં લોહી તપતાં:
કહ્યું સર્વે ધીમે સ્વર રસ ભરી સ્વાનુભવનો,
—કિશોરો સ્ત્રીઓનાં શ્રવણ મહીં ઉત્કંઠ વદનો.

ળી વચ્ચે વચ્ચે સ્વકુલતિલકોનાં અવરનાં
મર્યાં નામો, જે ભાવિક ભુમિ દિલે શાશ્વત રહ્યાં:
પછી ધીમે ધીમે જ્યારે અરિપૂર પ્રદેશે ફરી વળે
સહાં સ્વાતંત્ર્યાદી જીવન-રસ-સર્વસ્વ જ તળે
જતું તાર્યું–તારી પ્રલયથી વરાહે જ્યમ ભુમિ–
મહાત્માઓ તેનાં અમર ચરણે વન્દન નમી,
કહ્યા સર્વે ધીમે સ્વર ઉછળતા યૌવન તણા
મનોભાવો, જેનાં સ્મરણ જ નિજાશ્વાસન રહ્યાં.
થયાં સ્ત્રીઓનાં લોચન ચળકતા દેશપ્રણયથી,
કિશોરો જુવાની-અવસર ચહે ઉત્સુક થઈ.

પછી મોડી રાતે સકલ વિખરાયું શમી ગયું,
અને સૂવા સૂતી, પણ મગજ ઠંડું નહિ થયું.

અપૂર્ણ

## ૧૨

# અગાસી ઉપર.

### મંગલાલાપ.

પૃથ્વી–સુવે જગત થાકીને રજનિને ઉછંગે ઢળી,
ગ્હડું લઇ અગાસી સાથ નિજ સુન્દરી એકલી:
ભલે ગગન ઇન્દુ હોય નહિ હોય સરખું સહુ,
નિશા-સમય-શાન્તિ ને અનિલ મન્દ મ્હારે બહુ.
સર્જું ગુણ હું એહના, હૃદય માહરું એ સર્જે,
દઉં સ્વરનું દાન હું, સુખનું દાન એ વિસર્જે;
ઉરે ઉર ધરી જ એમ જગ ભૂલિયે દમ્પતી,
નિશાસમયશાન્તિ જ્યાં અનિલ સંગમાં મ્હાલતી.

સદા જગત સુપ્તને વિવિધ જેમ સ્વપ્ના સ્ફુરે,
અનેક વિષયોની ઇન્દ્રિયકુલો શી ઝાંખી કરે!
વહે અનિલ મન્દ, મન્દ રવ ગાય મુજ સુન્દરી,
નિશાસમયશાન્તિ શાન્ત ઊર્મિઓથી કેવી ભરી!
ઝરા મધુર, મર્મરો પવનના ઘટાઓ વિશે,
ઘણો ઘર પધારતાં સુભગ ન્હાની ચન્દા વિશે;

કલ્લોલ ખગના જતાં રવિ લપાય નીડે જ્યહાં,
વિલોલ દગ બાલકોનાં અનિરુદ્ધ ખેલે મચ્યાં;
નદી તટ સુહામણાં, યુવક બાલ વૃદ્ધો તણી
વિલાસી દગ ભક્ત ભિક્ષુક ભર્યાં જ નરનારની,
સ્હવાર કુમળી ટૂંકી દ્યુતિભરેલ વૈશાખની
વિશે મળી રહી જ્યહાં બહુતરંગી કૈં મેદની;
ખળાં સરસ વર્ષનાં, દગ-રચેલ જ્યાં ધાન્યના
ધણી, મુલકનો ધણી, જગતનો ધણી, ગામના
પુરાણી, વસવાયલા, અતિથિ, એમ સર્વે તણા
(ક્રમોપનત ન્યાયથી, સરલ પુણ્ય આનન્દથી)
પડે વિવિધ ભાગ,–તે નિરખવા જ થંભ્યો રવિ
જુએ વળી જ્યહાં સમીપ સહકારકુંજે રહી
પલાશપુલવેશમાં નવકિશોર યુગ્મો રમે,
અને કહીં ટુહૂ ! કુહૂ ! ચુપતી શાખ કોયલ દમે.

વહે અનિલ કુન્તલે, રજનિશાન્તિ રોમે સરે,
ત્યહાં છર્યાં અનેક આવ્યાં કઈં ઔર શોભા ધરે.
ઉરે ઉતરતી જતી લહરિયો જ માધુર્યની,
ખીલે હલક તેમ તેમ મુજ સુન્દરી કંઠની.

ગભીર પછીઁ થાય જ્યાં રજનિ, વાયુ થમ્બી રહે,
બધી છબીઁ અજાણતાં લઇ વિદાય પન્થે પળે:
કરી રહુંજ સુન્દરી-અમૃત માંહિ અવગાહન,
કદાપિ વચમાં ફિરે કિરણ કોઇ તારાગણ. ૩૬

# પ્રેમનો દિવસઃ

## એક કલ્પિત યુગ્મના હૃદયજીવનમાંની કેટલીક ક્ષણો.

આ કૃતિમાં એક કલ્પિત યુગ્મના હૃદયજીવનમાંથી અઢાર ક્ષણોનાં ચિત્ર છે. દરેક ચિત્ર સ્વતંત્ર ગણાય એવું છે, પણ એ સર્વ માળામાં ગોઠવેલાં હોવાથી પાછળનાં ચિત્રોમાં આગલાં ચિત્રોની છાયા જોનાર વત્તી ઓછી જુએ તો તે અયોગ્ય નથી. નાયક કે નાયિકા કે બન્નેમાં વાંચનારને ક્રમે ક્રમે કોઇ જાતનો વિકાસ જોવામાં આવે તો તે પણ અયોગ્ય નથી. કર્તાને પોતાને આ યુગ્મમાંથી કોના તરફ પક્ષપાત છે; બેમાંથી કોનું આલેખન વધારે સચોટ કે વાસ્તવિક કે વધારે સહૃદયતાથી થયું છે; એમાંથી કયા આલેખનમાંની ભાવનાઓ વધારે જીવન્ત કે વધારે ઉચ્ચ શ્રેયસ્કર કે ઉપયોગી છેઃ આવા આવા સવાલોના જવાબ દેવા કર્તા બંધાએલો નથી, તેમ કર્તાના અભિપ્રાય જ માન્ય ગણવાને વાંચનારા પણ બંધાએલા નથીઃ આવી બાબતોમાં મતભેદ દૃષ્ટિભેદને માટે પુષ્કળ અવકાશ છે એમ નિખાલસપણે સ્વીકારનારા જ કલ્પિત ચિત્રોના ઉત્તમ ભોક્તાઓ છે. વળી કયું નિશાન તાકવામાં આવેલું તે તો બીચારો કર્તા જ જાણે, એટલે એની નજરમાં તો કૃતિની ખામીઓ હદ ઉપરાંત ખુંચે એ કુદરતી છે.

ઇંગ્રેજીમાં જે કાવ્યોને 'લિરિક (lyric)' કહે છે તેને આપણામાં આત્મલક્ષી કે સ્વાનુભવરસિક કાવ્યો કહેવાની રીત પડેલી જણાય છે. પરન્તુ આ નામ એ જાતનાં કાવ્યો ભાવપ્રધાન હોવાનો એમનો એક જ ગુણ આપશે

ધ્યાનમાં લઈએ ત્યાં લગી જ ઘટે છે. જે 'લિરિકો'માં કર્તા પોતાના જ ભાવ પ્રધાનપણે વર્ણવતો હોય તેમને આત્મલક્ષી કે સ્વાનુભવરસિક કાવ્યો કહેવામાં વાંધો જણાતો નથી. પણ જ્યાં કાવ્યનો નાયક (કે નાયિકા) કર્તાથી ભિન્ન હોય, અને તોપણ કાવ્યનું વસ્તુ પ્રધાનપણે એ નાયક (કે નાયિકા) ના ભાવ હોય, ત્યાં આ નામ ચાલી શકે એવું નથી. ઈંગ્રેજીમાં આવાં કાવ્યોને 'ડ્રૅમૅટિક લિરિક (dramatic lyric)' કહે છે. પ્રેમનો દિવસ એમાંની કૃતિઓ આ જાતની છે.

આથી કરીને આમાં વર્ણન ભાગ બહુ જુજ છે. અને નાયક નાયિકાના જીવનના જે ગણતર બનાવો જ કલ્પેલા છે, તે પણ એક કે બીજીની ઉક્તિમાંથી સૂચિત થઈ જાય એમ રાખેલું છે. નાયકનું ઔદાસ્ય, નાયકને પોતાની મલિનતાનું ભાન, બંને વચ્ચે ખરા પ્રેમનો ઉદય, એક પુત્ર પ્રસવ, એક બાળકનું મોત, નાયિકાની બહેનનું લગ્ન, નાયકનું મૃત્યુ, અને નાયિકાની આત્મહત્યા, એટલા જ—છેક સાધારણ પ્રતિના, કોઈ પણ યુગ્મના અનુભવમાં સ્વાભાવિક એવા જ—બનાવો આવે છે, જે દરેકનું સૂચન પણ બનતાં સુધી આછું રાખેલું છે. એટલે આ યુગ્મને કુલ કેટલાં છોકરાં થયાં, નાયકની મલિનતા કેવા પ્રકારની હતી, નાયિકાએ આત્મહત્યા શી રીતે કરી—અનશન, ગૅસતેલ, કે અફીણ જેવું કંઈ સાધન વાપર્યું કે ના એના ઇચ્છાબલથી જીવ ઉડી ગયો—વગેરે બાબતો વિશે જો કોઇને જિજ્ઞાસા

થાય તો કહેવુ જોઇએ કે તે વૃથા છે. આ કૃતિ તે એક નવલકથા કે નાટક કે વર્ણનકાવ્ય નથી; માત્ર કલ્પિત પાત્રોના હૃદયજીવનની કેટલીક દશાઓના ભાવપ્રધાન ચિત્ર છે, અને એ ચિત્રોની વચ્ચે વચ્ચે ગાળા પણ લાંબા રહેલા છે.

આ કૃતિના ગર્ભમા તેના રસરૂપે પ્રેમ કે જીવન કે સસારધર્મોની શી ફિલસુફી રહી છે, અને તે ખરી છે કે ખોટી, એ સવાલો જુદા પ્રકારના છે. એમા પણ મતભેદને પુષ્કળ અવકાશ છે. વળી ગર્ભમા રસરૂપે ફિલસુફી હોય તેની વાત જુદી છે, અને કૃતિ કાવ્યના પહેરવેશમાં ફિલસુફીમય જ હોય તેની વાત જુદી છે.૮ અને એ તો નિર્વિવાદ છે કે આ બીજી જાતની કૃતિઓ' કાવ્ય તરીકે ઉંચી નહી પણ હલકી.

આમાથી અહદ્દિદર્શન મ્હારા શાળામિત્ર સ્વ અનુપગગ મીઠાલાલ દીનબન્ધુના જ્ઞાનદર્શન માસિકમા ઇ. સ. ૧૮૯૩ માં, અને બીજા ૭ ખડ જ્ઞાનસુધા માસિકમા ઇ. સ. ૧૮૯૯ મા પ્રકટ થયા હતા. બીજા છ સાત ખડ સ્વ નરસિંહ હરિલાલ ધ્રુવના માસિકોમા કે સુદર્શનમાં કે વસતમાં છુટા-છુટા પ્રકટ થયા હતા.*અંદારમાથી ચૌદ ખડ ઇગ્રેજી પદ્યરચનામા જાણીતી "સૉનેટ (sonnet)" નામની આકૃતિના છે,*કેમ કે મૂળ ખોળુ દોરેલુ સારે તેને માટે "સૉનેટમાળાનું" રૂપ પસદ કર્યું હતુ, અને આ નિશ્ચયને છેક ઇ. સ. ૧૯૦૯ પછી જ જતો કર્યો હતો.

# પ્રેમનો દિવસ.

## અર્પણ.

વસન્તતિલકા—દેવા ગ્રહી કલમ બોધ વિનોદ જેને,
સ્કન્ધે ધરી સુખ લખાતું જ વાચ્યું જેણે,
તેને સમર્પણ થતું થઈ પૂર્ણ આજે,
—આવા પ્રસંગ વળી વીનવું, દેવ, દેજે.

આ શાન્ત પ્રૌઢ પણ તો જ ખીલન્ત ગૌર
સખ્યા સુગાઢ મૃદુ રાગથી ચિત્તચોર;
જો શી વસન્ત તરુ નીર જનસ્થલીમાં,
મન્દાક્રાન્તા—સ્પન્દે સ્પન્દે વિતરતી હિતાસ્વાર લીલાવલિમાં.
દેવિ, એવી તું પણ શુભ ઘેરા ભરી સ્થાયિ રાગે;
હું તો કેવલ રવિ સમ, ખરે! તોય ના દસ્ય ભાગે:
વસન્તતિલકા—કર્તા અદૃષ્ટિય કોણ ગણે જ કર્તા,
સંસાર આપણ તણી ખરી તું જ કર્તા.
ના?—લે હું યે મુકું પડી ઉપમાવલિ એ,
જો જાય એ ઉડી ભળે પહીં વાદળીએ.

આ પ્રેમકાવ્ય-અંકુરને ય મુકું છ વ્હેતા,
જાઓ ખૉલો નવનવી ઉરવાદળીએ.
ને જો! સુનો વચન અન્તિમ તાત કેરાં,
જાણો જગે શિશુચરિત્રવડાઇ શેમાં ?
એવા ગુણો પ્રકટજો જન જેથૉ શંકી
બાંધી સુનિશ્ચય વદે વચનો ઉમંગી,
ના, આ ન, આ નહિ કદાપિ પિતૃવ્ય રેખા,
મન્દાક્રાન્તા—જો આ ઓપી રહી મૃદુલ શીળી નરી ઇન્દુલેખા.

## ૧ પ્રેમની ઉષા.

અન્દપાન્તા–પાડી સેંથી નિરખી રહીં'તી ચાંદલો પૂર્ણ કરવા,
ઓષ્ઠો મીઠું કુજન કરતા–'કાન્ત, તખ્તે વિરાજો,
આ દેહાત્મા ઉપર થઇ આરૂઢ, કન્દર્પ, રાજો',
–ત્યાં દ્વારેથી નમી જઇ નીચો ભાવનાસિદ્ધિદાતા
આવ્યો, ધીમા અરવ પદ જાણે ધરી ચિત્ત સરવા,
–ને ઓચિંતા કર જઇ ઉષ્મા ઊર બે જોડી લેતા.

કમ્પી ડાલી લચી વિખરી શોભા પડી સ્કન્ધદેશે,
ફૂટી, વાંકી વળી કરલતિકા જામી ગૈ વક્ષઃસ્થલે.
'દ્હાડે યે શું ?' ઉચરી, પણ મંજ્ઞાં દગો નૃત્ય કરવા,
'હું તો આવ્યો કુજન હળતું ત્હારું આ શ્રોત્ર ભરવા.
'એ તો આખો દિન તન મન પ્રાણ ગાઈ રહે છે:'
'તોયે મીઠું અધિક ઉભયે કંઠ જ્યારે ભળે છે.'

ગાયું: પાયાં જિગર જિગરે અમૃતો સામસામાં:
–દ્હાડો ન્હૈ ત્યાં, નહિ પણ નિશા, પ્રેમ્ કેરી ઉષામાં.

## ૨ અદૃષ્ટિ દર્શન.

મન્દાક્રાન્તા—વ્હાલિ, ત્હારો સ્વર મધુર આ કાનને સમ્ભળાય,
વ્હાલિ, ત્હારાં મૃદુ લલિતથી ચિત્ત અહિં પે હરાય;
ને હૈં કામે અતિશય પરોવૈ ગયો હોઉં તેમાં
ઓચિંતી ત્યાં પરીઁ સમ હવામાં તરે આંખ સામે
મૂર્તિ ત્હારી, અધર ધરતી છેઙ્ઙોઁ ચૂમીસલામે,
આંખો આડી કરતીં વ્હઙતુ આંસુ સન્તાડવાને.

એની સામે નજરજ ઠરી જાય, ને યાદ આવે
આધા પાછા અનુભવ ઘણા, જે ભુલ્યા ના ભુલાયેઃ
સંયોગે જે વિરલ સુખનાં પાન આપી કીંધેલાં,
દૈવી દુઃખો ઉતરી પડતાં સ્નેહ—અંકે વસેલાં.
તારાઓ ને કંઈ ચળકતાં વાદળાં યેય જેમ
સાથે જામે રજનિનભમાં, આ બધાં ચિત્ત તેમ.

સ્વપ્નાં આવાં ક્ષિડ પછી વહી જાય ત્યારે વિચારૂં,
વ્હાલિ, શાન્ત પ્રણયસ્મૃતિઓ ત્હારીં કેવી જ વારુ ?

## ૩ નાયિકાની છેલ્લી સલામ.

શાર્દૂલવિક્રીડિત—

માગ્યે પ્રેમ મળે ન કોઇ પ્રજળે નિઃશ્વાસથી ચેતના;
ક્યાંથી હોય જ પ્રેમકર્ષક મુખી સદ્‌ભાગ્ય પૂરાં વિના!
ત્હારો દોષ ન લેશ, આ જન નહીં ઔદાર્ય સાંખી શકે,
મ્હારા લાયક ભાવિમાં ઉતરતાં આશીષ આપું—સખે!

શક્તિ સાધન જ્ઞાન શીલ મય તું, મૂર્તિ જ તારુણ્યની,
ઇર્ષ્યા મૂક બની રહી, ઉમળકે સ્પર્ધા જ ગાતી સ્તુતિ!
કીર્તિ પ્રૌઢ વિશુદ્ધ સ્થાયિ તલસે, બીજું લહે તુચ્છ, તે
આકાંક્ષા સમ યોગ લાવો મુકજે કાલાબ્ધિ ત્હારે પદે.

સૌંદર્ય સ્રજનાર માનસતલસ્પર્શી પ્રસાદી કવિ,
કિંવા બીજ નવાં સ્વદેશ મહિમાનાં રોપતો રાજ્વી,
ભાસે ત્હારું ભવિષ્ય એવું,—ખીલશે સોળે કલા કે નહીં?
રે પ્રાર્થું જગનાથ, દિવ્ય વરના દેનાર, દેજો સહી,
નારીપ્રેમ, વયસ્યપ્રેમ, પ્રતિભા જે રાહુથી જાળવે,
આત્માભખ્ય સદૈવ શાન્તિલયમાં સ્વાધીન રાખી રહે. ૧૪

## ૪ નાયકનું ચિંતવન.

શિખરિણી—અનુ સંન્યાસી હું ? નથી રતિ મ્હને બાહ્ય જગમાં;
અને આત્મા એથી તનજડિત ક્યાં થાય અળગો ?
ખરાં સમ્બન્ધી જે પ્રણયરસ રેલે ઝીલી રહે,
નથી આત્મા તેથી પણ હૃદયધારી જ અળગો.
ગૃહસ્થી ધર્મોમાં તન મન પરોવી સુખ લહે,
ભજી મોટો ધર્મ કયમ સુખથી યે થાય અળગો ?
અને જેની ખોટે ભવ તરફડે શોષિત વહે,
પળે તેની આશે, ક્યમ ભવથી ક્હેવાય અળગો ?

પડે આશા ખોટી ! અવનિરસની એક કણિકા,
ઉડી આકર્ષાઈ ગિરિહિમસમૂહે જઈ ઠરે;
વસે તો સ્નેહીના સતત ઝરતા મેઘ મહીં
અને નાવે પાછી પરમ હિતનું બીજ બનીને:
તથાપિ જે જે શીતલ અનિલ છાયા અવનિને
મળે, તેમાં એનો કંઈ શું ગણવો ભાગ જ નહીં? ૧૪

## ૫ નાયકનું આયશ્ચિત્ત.

શાર્દૂલવિક્રીડિત–

પાંખો નૂતન લાગતી સ્ફુટિત તે જોતો હસીને ઘડી,
ને જોતો ભવવ્યોમ મુગ્ધ નજરે, જાણે ઉડું આ ઘડીઃ
જાણે અમ્બરમસ્તકે ચળકતા રંગો વડે વાદળી
આશાએ સરજી, ઉડી, સુભગતા પાંખો વિશે તે ભરી
ઓળંગું વળી એહ પણ પલકમાં, ને લોક સર્વે સ્થલે
ઊંચાં નેત્ર કરી વખાણ વદતા જોઈ રહે વિસ્મયે!

હા, એ સ્વપ્ન! હતું શું સુન્દર! ન એ પાંખો, ન એ વાદળી,
ને એ લોકવખાણ–ભીષણ પડે છે કર્ણયુગ્મે હજી!

એ મૂર્ખાઇ વિશે ત્હને અવગણી,–દીઠો ન રે સ્નેહને!
તોયે ધૈર્ય ધરી તું ત્વન્મય રહી, કેવી તું વ્હાલી મ્હને!
‘ભાવિમાં ન કદાપિ એવું’–કુયમ એ આપી શકું કાલ હું
ભૂતજ્ઞાનથી ખિન્ન છેક થયલો,–માટે કહું આટલુંઃ
કે શીઘ્રુ તુજ પ્રેમ, કોમલ સખિ, ને આ ઉરે હોય જે,
ગામ્ભીર્ય દઢતા અને સરલતા, ત્હારાં જ તે લેખજે. ૧૪

## ૬ મોગરો.

પુષ્પો-પ્રિયે, તુજ લટે ધરું ધવલ સ્વચ્છ આ મોગરો,
નહીં નિકટ એથીં સ્પર્શન્દક આ સમે માહરો.
બને ચકિત? ના, ખરૂં જ કહું,—ના, દયા ના સહું!
કયાં સુકન ગોપું? આ જિગર વ્યક્ત કરવા ચહું.
કુટુમ્બ વચમાં સુરક્ષિત ઉગી, ન જગ જાણતી,
સુકોમલ પવિત્ર મૂર્તિ, મુજ એક દેવી છતી!
નિહાળ દલ મોગરે, મુજ ઉરે પડયા એટલાઃ
અને તુજ સમીપ કેમ કહું કૃષ્ણ એ કેટલાં!
'દુરિત,' 'અપરાગ,' 'સ્વાર્થ,' વચનો સુણ્યાં તો હશે,
—કરે મલિન કેટલું ઉર ન તું કદા જાણશે.
પરન્તુ પ્રિય દેવિ, તું ઉતરી હાથ મુજ ઝાલવા,
—જરા ધીરજ! જરા વખત! તલસું પોત પ્રકટાવવા.
દલે દલ વિશુદ્ધ આ કચ વિશે દીપે મોગરો,
દલે દલ વિશુદ્ધ આ ઉર કરૂં,—પછી તાહરો. ૧૪

## ૭ નાયિકાનો ઉત્તર.

પૃથ્વી–કહો ન જગ જાણુતી, નહિ ત્હમે મ્હને તો દીઠી,
અને તરસ અગન નેહ–અવગાહની આ મીઠી
રહી તલપી કલ્પના, મન વસ્યો ચહે આશિક,
ગ્રહો કર, ન સ્વપ્ન?–જીવન હરો ન જૈવાતૃક!
'દુરિત,' 'અપરાગ,' આદિ નહિ મ્હાણી કાને ધરુ,
પ્રતીતિ સતમાં મ્હને મુજ, લિયો જરા પારખુ
દઈ અભય પાપનું ખરી જ દેવી?–સ્થાપો ઉરે
વિલાસી વપુ આહુતિ સકળ લૌ અકેલી ખરે
અને ગરુડ વ્યોમમા તુજ ઉડે જ આત્મા ઉંચે,
નીચે ઉતર, લૈ ઉડાવ નિજ સાથી આત્મા સખે
પવિત્ર કરુ હું ત્હને ખીલવ તુ કના માદરી,
પિયુ! સરજિયે નવી હસતી સૃષ્ટિ આશાભરી
કહે કરવુ ગાન? બોલ, લલકારિયે પ્રાર્થના?
પલે પલ ઉઠે સુરો જીવન પ્રેમ કર્તવ્યના. ૧૪

## ૮ પ્રાર્થના.

કૃષ્ણ-પ્રભો, શિર નમ્યું. નમ્યું જ ધર્યું સર્વદા, એટલી
વિશુદ્ધ મતિ રાખજેઃ સકલ અન્ય એમાં લહું.
જુએ શિશુતણી ખરી જિગરની બધી લાલસા,
અને વળી જુએ-ઉઠી ફરિ ફરી તરંગો ઉપર
પ્રસાર્યાં નિજ મેલ ફીણ વમળો અરે ઝીટકો
લસે અમિત, ને શમે તદપિ ખાર મૂકી જતા.
અરે સરિત માહરા જીવનની! અરેરે, પ્રભો!

વહે ફરિફરી તરંગદલ ક્યાં થકી એહવાં?
હશે પવનસન્તતિ? ઉદધિની જ વેલા હશે?
દીસે નહિ દીસે અગર્ તિમિરગહ્વરો આત્મમાં
ધસે વળી ધસે સદા થકી તરંગજૂથો જ એ?

અદષ્ટ-ભવથી વળી જિગરના જુના પાપથી
બચાવ! જય આપ! આ વિમલ સ્રોત પોતાપણે
વહે, સલિલઓઘઅર્ઘ પ્રસરાવતો, હે પ્રભો! ૧૪

## ૯ પ્રેમનો પ્રાતઃકાલ.

શિખરિણી—પ્રિયે, દેહો અર્ધા, હ્રદય પણ અર્ધા, મન પણ;
અને આત્મા ક્યાંથી તુજ મુજ જુદા હોઇ જ શકે?
જુદા ક્‌હેતા જ્ઞાની, પરમ સતમાં એક કથના,
ન એ આ સૌંદર્યપ્રણયિ દગ સાચું લહી શકે.
ભલે વા એ સાચું, જડ જન ભલે એ પથ જતા,
પ્રિયે, ત્‌હારો મ્‌હારો પ્રણયપથ અદ્વૈત રતિનો.

સ્વયમ્ભૂ પ્રેમાગ્નિ જિગર—યુગલે શાશ્વત છતો;
પ્રિયે, એ વેદિમાં તનમન-ઉરાત્મા અરઘિશું
ત્‌હમારાં ને મ્‌હારાં ધરી, દ્રવ કરી, શોધન કરી,
નવા લગ્ને સાધી, વિમલ રતિજ્યોતિ પ્રકટિયે.
ધરી દેહી પ્રીતિ નરપશુ લહે પામર સુખો,
ધરી આત્માપ્રીતિ રસઝીવનમોજે ઉછળિયે.

ઉગ્યો ભાનુ આજે તનમન ઉરાત્મા મુલકમાં,
શમી સ્વાર્થી રાત્રિ ફરફરી રહ્યા દિવ્ય અનિલો. ૧૪

ઉગ્યો ભાનુ આજે: પ્રિય સખિ, જુઓ જીવન લસે,
શમી સ્વાર્થી રાત્રિ, ફરફરી રહે દિવ્ય અનિલો.
હતાં અન્ધારામાં, મમ-તવ-તું-હું મૌજ કરતાં,
ન એ ખૂટ્યા મોજા,—પણ જગ જુઓ આ મિટ ભરી:
વસે આત્મા એમાં, હૃદય મન એમાં લસી રહ્યાં;
સુખે દુ:ખે રહેલા પ્રણયતરસ્યા આપણ સમા
જુઓ એમાં જીવો અગણિત, તરંગો નચવતા.

ભલે ત્હારો મ્હારો પ્રણય, પણ એ જીવગણથી
પૂરી વ્હેતી જો આ પ્રણયસરિતાઓ મલપતી.
ભલે ત્હારી મ્હારી પ્રણયસરિતા એ મહીં ભળી
ઉચે ને ઉંડાણે મૃદુ રવ જગાડી કૃતિ થતી.
જડો જ્યાં, ત્યાં જીવો; જ્યહિં જ્યહિં જુઓ જીવ, રતિ ત્યાં;
અહો દેવો પે એ મધુર રતિરાસે પદ ભરે:
ભલે વ્હાલિ; તો એ મહીં ભળી ગળે આપણી રતિ. ૨૮

## ૧૦ વધામણી.

મન્દાક્રાન્તા—વ્હાલા મ્હારા, નિશદિન હવે થાય ઝંખા ત્હમારી,
આવો, આપો પરિચિત પ્રતીતિ બધી ચિત્તહારી.
દૈવે જાણે જલ ગહનમાં ખેંચી લીધી હતી તે
આણી સ્હેજે તટ પર ફરીથી મ્હને છોળ દેલે;
ને આવી તોપણ નવ લહું ક્યાં ગઈ, કેમ આવી,
—આયુદોરી ત્રુટી ન ગઇ તેથી રહું શીર્ષ નામી.

ને સસ્કારો ગત ભવ તણા તે કની સર્વ વ્હાલા,
જાણું સાચા, તદપિ દીસતા સ્વપ્ન જેવા જ ઠાલા;
માટે આવો, કર અધરની રમ્ય સાક્ષી પુરાવો,
મીઠા સ્પર્શો, પ્રણયિ નયનો, અમૃતાલાપ લાવો.

બીજું, વ્હાલા, શિર મુકી જ્યહાં 'ભાર લાગે શું?' કહેતા,
ત્યાં સૂતેલું વજન નતું વીતી ઋતુ એક વ્હેતાં:
ગોરું ચૂસે અખુટ રસથી અંગુઠો પદ્મ જેવો,
આવી, જોઈ, દયિત, ઉચરો લોચને કોણ જેવો? ૧૪

## ૧૧ પોઢો પોપટ.

મન્દાક્રાન્તા અભ્યસ્ત અને સાદો.

ઝૂલો પોપટ, ઝૂલે સૃષ્ટિ,
જનનિ ઝુલવે ચંદ્રિકાપારણામાંઃ
પોઢો પોપટ, પોઢે સૃષ્ટિ,
રજનિ ઢુલવે મન્દમન્દાનિલોમાં.
ઝૂલો પોપટ, ઝૂલે સૃષ્ટિ,
થનગન કરો તોય મીંચાય આંખોઃ
પોઢો પોપટ, પોઢે સૃષ્ટિ,
ગણુગણુ કરો તોય બીડાય પાંખો. ૪

પોઢો પોપટ, કાલે મોટા,
મરદ બનશો તાતથી યે સવાયાઃ
પોઢો પોપટ, કાલે મોટા,
અરબ અસપે સ્વાર થાશો સફાળાઃ
પોઢો પોપટ, કાલે મોટા,
રહડઅસ્ડ્હડ ઝાઝે ન્હડી સિન્ધુ તરશોઃ
પોઢો પોપટ, કાલે મોટા,
નૃપભૂપ તણા મીર કે વીર બનશો. ૮

પોઢો પોપટ, કાલે મોટા
શર નયનના વાગશે કામવેધીઃ
પોઢો પોપટ, કાલે મોટા
સરવસ રચી જૈશું હો માંડવે છીઃ
પોઢો પોપટ, કાલે મોટી
પુરુષપ્રકૃતિનિર્મિતા આદ્ય વેદિ
મંગલ ફેરે, અર્ચી તે રે
પોઢો પોપટ, કાલે મોટી
શપથ પગલે રોપશો ધર્મવેલી. ૧૨

પોઢો પોપટ, અધમધ નિશા ઘેરતી ’નન ઘેનેઃ
પોઢો પોપટ, ફર ફર્ રફુરે સ્વપ્ન લ્હેરન્ત ’નનેઃ
પોઢો પોપટ, રુમઝુમ પધ્વિદ્યુત્ આ તો ત્હમારીઃ
પોઢો પોપટ, દિવસ ગણુતી વાટ જોતી બ્હોંચારી. ૧૬

પોઢો પોપટ, જનનિ રજની યે હળે નીંદખોળેઃ
પોઢો પોપટ, રજનિ જનની યે ઝુલે સ્વપ્ન ઝૂલેઃ
પોઢો પોપટ, જનનિ રજની શાન્તિમાં નાથ ગુંજેઃ
પોઢો પોપટ, ધડિ પછીં ઉંગે જો પિતાજી સ્વકુંજે. ૨૦

## ૧૪ કન્યાદાન.

પૃથ્વી-રહ્યો ન અવશેષ કોડ કંઈ પૂરવાનો હવે,
દિલાવર પિયુ, ત્હમે ઉર છલાછલ્ આ તો ભર્યું.
હતી ભગિનિ એ મ્હને પ્રિય સુતા સમી કે વધુ,
મુકી કર કરે જ માત પિતૃલોક ચાલી ગઈ;
હતી ન કંઈ વેળ સૂચન સવાલ હા ના તણી,
અજાણ્યુ, ન લહ્યું તદા હું પર ભાર આ કેટલો.
અહીં જ રહીં એ, અહીં જ ઉછરી, અહીંથી વરી.
ગયાં વરસ બારતેર ન લહ્યું જરા ક્યાં ગયાં.
પરન્તુ પ્રથમે અતીવ મનમાં મુઝાતી હતી,
રખે કશું ય એહને અસુખ. ઓશિયાળું પડે. ૧
વહેમ ભય એ બધા ય સહજે ગયા ઊડી.
બની કુદરતી લતા વિપુલ આ કુન્દલતાની,
વરી પણ. અને, અહો પ્રિયતમ, શા વખાણું ત્હમો !
નહીં તમ શિવાય મેળ ઘટવાત આવો રુડો,
નહીં તમ શિવાય વિઘ્ન ટળ્યાં રંગ જામ્યો હતે,
નહીં અવર ક્યાંય આ નિરખ્યાં ગુપ્ત ઉદારતા.

ગઈ પતિ ગૃહે. ગયા અતિથિ સૌ. હું કેવી સુખી !

ઘણી વખત આ સ્થળે જ ચળકે છે આ બારીમાં
મૃદુ યુગલ તારલી ગહનગૌરવા વ્યોમથી.
ઘણી વખત એહમાં નયન કલ્પતી માતનાં
મ્હને ભગિનિ કારણે ફરિફરી અબોધી રહ્યાં.
ઘણી વખત શાન્ત મુગ્ધ નિંદરે વિરામો ત્હમે
જતા રજનિગર્ભમાં રજનિનાથમ્હેલાતમાં.
તદા નિરવ નિશ્ચલા શ્વસનૅસ્તબ્ધ એકી ટશે
મૃદુ જનનિનેત્રતારક ફરી ફરી પ્રાર્થતીઃ
'અહો વિમલ નેહમાર્દવ, ત્હમે ઝગો છો બધે,
ઝગો પ્રિ'તમ અન્તરે, ભગિનિ ભાળવો એમને.
નથી પ્રિ'તમ હું થકી ઇતર, પણ હું તો શૂન્ય છું,
સમાઇ મુજ પ્રીતમે જ, ઘટભિન્નતા ગૈ ગળી,
નથી મુજ રહી જ કૈ ગતિ મતિ ઉરોર્મિ જુદી.'

થઈ સફલ પ્રાર્થના. પ્રિ'તમ, હું ન બોલી શકી,

## ૧૨ વર વહુ અમે.

શિખરિણી સાદો અને અભ્યસ્ત.

જતાં'તાં સાંઝે જ્યાં વર વહુ અમે ધાન્ય લણતાં,
ન જાણું જે શાથી, વર વહુ અમે તો લડી પડ્યાં;
લડ્યાં, રોયાં, પાછાં વર વહુ અમે આંસુ ચુમતાં,
હતાં જેવાં તેવાં વર વહુ અમે તો બન્યાં રહ્યાં.

અરે કેવી મીઠી લડાઈ તે દીઠી,
કરે હૈયાં ખાલી, અને આંસુ ઢાળી
હતુ તેથી જ્યારે પ્રણયિ જનનું ઐક્ય જ કરે,
જ્યહાં આંસુ સાથે અધર રસ પીયૂષ જ ઝરે.

પછી ખ્હોંચ્યાં જ્યારે વર વહુ અમે તે નદીતટ,
જ્યહાં સૂતું'તુ જે ગત સમયમાં બાલક હતું;
ત્હાં તેની ન્હાની-
અરે તેની ન્હાની કબર કુમળીની જ નિકટ
થયું પાછું આંસુ-અધર-રસ-પીયૂષ ઝરતું.

## ૧૩ પ્રેમનો મધ્યાહ્ન.

મન્દાક્રાન્તા-વ્હાલિ, સાથે સુખ દુખ સહ્યાં હૈયું હૈયે જડીને,
એક બીજે અનુભવઘડાતો દીઠો અન્તરાત્મા:
આનન્દોર્મિશિખર પર ને પાપનાં ગહ્વરોમાં
સાથે દીઠી પરમ કરુણા હાથ હાથે ધરીને.
વ્હાલિ, નૌકા ધસી ઉદધિ મધ્યે તજી દૈ નદીને,
સિન્ધુ છાયા વિવિધ ધરતો,—નાવ ચાલે બધીમાં:—
જ્યાંજ્યાં સંધિ નભઅવનિના, નાવનાં બંદરો સાં—
ઝઝા, શાંતિ, વચલીસ્થિતિઓ, એક સૌ આ તરીને.

આઘી આઘી જનનઘટિકા, સાંભરે તે ન જોવી:
આઘી [illegible]લયઘટિકા, ઝાંખિયે તે ન જોવી:
~આથે ઉંડું દ્યુતિદલ લસે, વારિઉંડાણુ ફરતું,
ન તેમાં તિમિર સમ શું કૈં અનિર્વાચ્ય છુપતું.
બાહ્યાન્તરમાં પુરુષપ્રકૃતિ ધૂર્જટિઅમ્બિકા એ,
એ-હું હું-તું ત્રુટિ રહિતનું દ્વંદ્વ-અદ્વૈત તે એ. ૧૪

બનાવ બનતા ગયા, અરવ તે જ બનવા દીધા,
અને મકાન ઊપરે કળશ આજ ચ્હડતા, પિયુ,
અખંડ કૃતિ સાથ જોઉ કૃતિનાથ, આ ઊરના
મનોરથ ઉકેલ્યા, રે નિજ દિલાવરીમા રસી,
મથી વરસ બાર તેર, સતતોદ્યમે, ધૈર્યથી,
સુભગન, સુસિદ્ધ, ઉજ્જ્વલ ક્રિયા કરન્નો, કૃતી

થઈ સફલ પ્રાર્થના પ્રિ'તમ, સન્ધિ મોહાવિયે
જલાક્ષત કપૂર પુષ્પ રસ ગન્ધ નૈવેદ્ય આ
મૃદુ જનનિ નેનતારક ઝગે જુઓ બારાંએ,
સજોડ કરિયે પૂજા વર સજોડ આ માળિયે —
ઝગો, વિમલ નેહમાર્દવ, ત્હમે નવી જોડમાં

## ૧૫ જુનું પિયેરઘર.

મન્દાક્રાન્તા—બેઠી ખાટે, ફરી વળી બધે મેડીઓ ઓરડામાં,
દીઠાં હેતે સ્મૃતિપડ બધાં ઊકલ્યાં આપ રૂડાં:
માડી મીઠી, સ્મિત-મધુર ને ભવ્યમૂર્તિ પિતાજી,
દાદી વાંકી રસિક કરતી વાતથી બાળ રાજી;
સૂનાં સ્થાનો સજીવન થયાં, સાંભળું બોલ જૂના,
આચારો કે વિવિધ ઢબના નેત્ર દારે સહુના;
ભાંડુ ન્હાનાં, શિશુસમયના ભાવના સોબતીઓ,
જ્યાં સૌ આવી વય બદલી સન્તાય, જાણે પરીઓ.

તો યે એ સૌ સ્મૃતિછબી વિશે વ્યાપી લે ચક્ષુ ઘેરી,
ન્હાની મોટી બહુરૂપી થતી એક મૂર્તિ અનેરી:
ચોરીથી આ ઘડિ સુધી મહીં એવી જામી કલેજે
કે કૌમારે પણ મુજ સરે બાલવેશે સહેજે!

બેસી ખાટે પિયરઘરમાં જિંદગી જોઇ સારી
સારે જાણી અનહદ ગતિ, નાથ મ્હારા, તુમારી.

## ૧૬ ક્રૌયસાગર.

મન્દાક્રાન્તા—શાન્તિ! શાન્તિ! ઝરમર ઝરી ગૈ ગળી વાદળી આ,
અન્ધારી નીરવચ્છદગતિ શૈલશૃંગે સરી આ,
ઉચા દીપે ઘુમટ ફરિથી વ્યોમ કેરા વિશાળ,
જેમાં તારાજડિત લટકે કૈંક રેખાભ્રમાળ
બેઠા બેઠા સખી સહિત હું માલતીમંડપે ત્યાં
ધારા જોતો, શ્રવણ ભરતો નૃત્યથી બુદ્બુદોના,
ત્યાં ગૈ ધારા, શમી વળી ગયા બુદ્બુદો, ને નિહાળ્યા
રોલા, વચ્ચે સર નભ સમુ, મસ્તકે વ્યોમ તારા
ને કાંઠેથી સનિલ ફરક્યુ, શુભ્ર ચગ્યુ, અને જ્યાં
વૃક્ષો વારિ ટપક્યાં ન રહ્યાં ડાળિયોના ઝુમીમાં,
ત્યાં એ આખુ સર લસી રહ્યુ નીલ શુક્તિ જ જેવુ,—
પાછું જોતા, ગિરિ પર સુધાનાથનુ બિમ્બ દેવુ!

'વ્હાલા, જોયું' અયિ, શશી ગણે સાર આ ચિત્ર કેરો'
જાણે હારો સ્વર સરગિરિવ્યોમમાં મંજુ કેવો!
૧૪

## ૧૭ પ્રેમનું નિર્વાણ.

મન્દાક્રાન્તા–વ્હાલિ, આવ્યા અહીં સુધી મ્હડી, જો રહ્યુ પેલું શૃંગ,
સામે સોહે, બરફમય ને જ્યોતિના શમ્ભુ જેવુ
શાન્તિ એથી દ્યુતિપ્રસવ એથી જ સર્વ સ્થલોમા,
કાને આવ્યુ બહુ વખતથી તો ય આજે જ દીઠુ
પ્રીતિ કેરા વિમલ અવગાહો તણો એ પ્રસાદ,
પ્રીતિનેત્રો શુચિતર બની પામિયા એ વિકાસ
પ્રીતિપ્રાણો પ્રબલ બનતા પડપર છેક બનતા,
કોશો ભેદી અનુભવી રહે એ જ બ્રહ્માડસાર

વ્હાલિ, ક્યાં છે ઉપર તળિયે સર્વ દેશે છુપન્તુ,
જ્યોતિમા યે અનિર્વચની છાંટ જેવુ દીસન્તુ,
બાહ્યાન્તર્ના ગભિરતમ દેશે સદા લાગતુ જે,
આનન્દાહિ, તિમિર સમ,–એ આજ ક્યા જાય ગળતુ ?

વ્હાલિ, કેવા જનનનિધનો, પ્રલય વાત કેવી,
કેવા તુ હું ? અસલ રસમાં એક સોઽહ શિવોઽહ

## ૧૮ સતી.

અંજની ગીત–બોલાવી સારે નહિ આવી,
બોલાવી નહિ જ્યારે આવી,
એક માત્ર લીટી ટપકાવી,–
'વ્હાલિ, વીસરજે.'

દાહ દીધો પણ ખાખ ન કીધી,
દૃષ્ટિ હરી મતિ ના હરી લીધી,
કાળજ કાપ્યું સ્મૃતિ ના વીંધી,–
હરિ, આ તો એ હરિ !

કાલ, પારધી, વીરા, વ્હેલો,
અહો જાળમાં પોપટ પ્હેલો,
દા પાપે તો જીવતી મેલો
મેના તરૂફાની !

પાપસઝા કે પુણ્યઇનામી,
ભૂંડાપો, પશલી, કુરબાની,
માગું એક જ,—વીરા, જાની,
વ્હેલો થા, વ્હેલો ! ૧૬

પ્રેમ, અરે નફ્ફટ ધૂતારા,
જોબનના જાદુગર પ્યારા,
બન્ધ સરોવરિયે રમનારા,
ખસ રે ! જા બીજે. ૨૦

ભવસાગર નહિ શાન્ત સરોવર,
જીવન હાય ! ન જોબન કેવલ,
સત્યચિતામાં પ્રજળે ભડભડ
સ્વપ્નો જે હારાં ! ૨૪

ચિતાભસ્મ આંજેલું લોચન
પામે યમનું એવું દર્શન,
કે તેને સૃષ્ટિ ભવ જીવન
દેખાતાં ન્યારાં. ૨૮

પ્રેમ, અરે તુજ અભેદ–બાની,–
અન્ધ તણી રંગોની કહાણી,
બાળખેલની સુખદુખલ્હાણી,–
મધુરી પણ ખોટી. ૩૨

અભેદ સાચો શાશ્વત એક જ,
સુખ, શાન્તિ, ને મુક્તિ એક જ,
યમ છતી જે વિલસે—
એક જ જ્યોતિ સનાતનમાં. ૩૬

ભવભાવન હે, ગયા ત્હમે તો;
હાય વછોડાવ્યો યમ ત્હેં જો:–
ના, ના, નાથ! હું આ આવી જો,
ભવ ભવની છાયા. ૪૦

## આરોહણ.

પૃથ્વી–સખે, હૃદય ! ક્યાં હશો ? પથ કયો ચ્હડો આ સમે ?
ચ્હડે અવર કોઇ સંગ, થઇ કે રહ્યા એકલા ?
અને નયન જે સદા મધુર દીપતા, તે હજી
લસે અસલરૂપ, કે કંઇ શું થાકઝાખા થયા ?
જરા વિષમ આ ચ્હડાવ, સઉ સાથીઓ હારી ગયા,
વળ્યા પગથીઓ અન્ય જે ઉતરતી તળેટી વિશે
બપોર સઉ ગાળશે સ્ફટિક કો ગુહાકુંડને
પડ્યા હિમશિલાતટે, નિરખતા નીચે દૂરના
વિસર્પિ સરિતાકુલો ઉટજકુંજ છૂટી છુટી,
અને વનવીંટેલ ખેતર વિશાળ વાળી ખોણો.

મ્હને પણ ઘણું કહ્યું નિરખવા નીચે સાથમાં,
પરન્તુ ચ્હડવું હજી ચ્હડવું, એ જ મ્હારી તૃષા
ચ્હડું, વળી ઉભો રહું, પ્રતિ પદે દિશાઓ ખુલે,
અને નિમલ તીક્ષ્ણ અન્તર ઉકલતાં લોચન
નિહાળું જગચિત્રની પલટતી જ છાયા પ્રભા,
વિચારું કંઇ જીવતી નિધનવાહિ કંઇ પંક્તિઓ,

વિલોકું નર, ચિન્તવુ પ્રકૃતિશાયિ નારાયણ,
અને વિધિસમુદ્રમા નિરખુ ભગ સકલ્પના

જલો અનનિના સજી અનિલ પાખ, નિર્મલ બની,
તગન્ત ખગમાલ સગ ફરતા જ આકાશમા,
સુવે ઢળતીં ઝાડના ઘુમટ કેરીં શય્યા વિશે,
રચે ઝુલતીં લગ્નગ્રન્થિ કર સાહીં તરુયુગ્મના,
ભરે કુસુમકોશમાં સ્ફટિક, મોતીં વેરે દલે,
શકુન્તકલગી ખચે ચગકકુન્દ હીરામય,
વિદગ્ધ તરુ હાર્ગો લે, ક્ષણુ કરે કપિ ય શોભતા,
શિલા પણુ પરિષ્વજે, કઠિન ચિત્ત કોમલ સરે.

વસે અહીં મહો વિશે 'મુરતીંઓ' ધરી ખાખ ને
વિરાગ વદને, પરન્તુ ઉર અન્ય સૌ જેહવાં,
નીચેનીં વસતી તણા સતત 'પચભાગો' વળી
'પ્રસાદ' ચ્હડતા અહીં, જરૂર તેથીં ભરતા જ એ;
ચ્હડે ઉપર ભાવિકો, દરખથી જ જાત્રાળુઓ,
ધરે 'ફુલ નહીં તથાપિ ફુલપાખડી,' તે અહે,

ઘણી ગિરિનૌં ઓષધિ, વન અનન્ત ફાલ્યાં ફળ્યાં,
કુઠારિ, વળૉ કાછિયા, કણબૉ, માળૉ, વૈદ્યો, અને
વિવેકહત દર્દીના અધમ ઊંટવૈદ્યો જ એઃ
સમાધિછલ જાણતા, કપટૅ-બ્રહ્મચારી, સદા
અધોગતિ સ્વીકારતા ચરાચરી જ ગાંજાકળી.

સ્મરે કવિ કહ્યું ત્હમે, "કુદરતે બધું સુંદર,
અને ફકત માનવી અધમ,"–એ અહીં તો ખરું!
અરે નહિ નહીં. અહીં પણ કદાપિ એકાદ કો
મહોતણૉ શિલાગુમી કઠણ વીંધૉ મૂલો ઊંડાં,
તજી ફલક વર્તમાન, પ્રાચીનથી પોષીને,
પુરાણ ઋષિ યોગિનો તપ શમે અને જ્ઞાનમાં
સમોવડ બની રહે, હૃદય બુદ્ધિ આત્મા થકી
પ્રસારૉ વળૉ કૌમુદીધવલ સૌમ્ય કિરણો સદા,
ન હોય જડ કુદરતે ધરૉ રહે જ સૌંદર્ય તે.

ન્હડ્ડુ ઉપર. હા! સખે, વિકટ આ ન્હડાવે ત્હમે
નહીં નિકટઃ કર ચ્હે તમ ખભો જુની ટેવથી.

નહીં પગથિયાં રચ્યા, પથર ધારવાળા લૉસા
અને તરનતાતણી નિબિડ ઝાડીં આ ...રમી !
પદે પદ વધુ નૉચો, ઉઝરડા તથાપિ ખમુ
અને ક્યહિં ક્યહીં દૉસે પદચિ વ્યાઘ્ર ચિત્તા તણી
અહા, ગઇ જ ઝાડીં, નિર્મલ લમે ઉંચુ વ્યોમ શુ!
–અરે પ્રખર સૂર્ય, સત્વર વત્સને શો દમે!

દૉમે કુદરતે અહીં રચ્યુ શિલાતણું આસન,
તપાવ્યુ રવિએ તથાપિ ઘડિ થાક ઊતારુ હૂં
નિહાળુ પથ જે ચ્હુઓ જલરમો જ નીચે રહ્યા,
જણાય ન જણાય સ્ટષ્ટિ સુન્દર ગુંથેન રગેન એ
હવાદન વિશાળ આ ભુખર દીપતું તેમહીં,
સરે રસળતા જ મીન, ખગવાદળા ઓ ડુબ્યા!
પ્હણેનોં ઘનસ્યામ છાય નિજ મોહિનીમા પુરી
લપેગેં જતનેથૉ ખીણુ, લોભાવતી લોચન

અહા સ્વર મૉહો! ફરી! નગર આ શું ગન્ધર્વનું?
ફરી જ રણુઝર?–હા અનિન, આવ, રમ આ દિરો

પડેલ સજ્જ દીધ આ ઉંચાં ટુંક વિશે મન્દિરો,
રહ્યાં વિવિધ પન્થ ને વિવિધ કાલનાં સ્મારક,
ધરે હજી સુકંઠ ઘંટ; અનિલો જ પૂજામિષે
વગાડી રમતા, વળી ધરી વહી જતા એ સ્વર,
સુનાવી પથિકો, કરે ચકિત લોક વ્હેમી ભલા.

અહા મધુર ઘંટ, મન્દિર વિશે અનાયાસથી
થતા મુખર,-શા વિચાર પ્રકટો ત્હમે આ ઉરે!
રહ્યો શું પૂર્વજ મહા પ્રબલસત્ત્વ આર્યો તણો
ખરો વિમલ ધર્મ—ઘંટરવ મિષ્ટ આ કેવલ?
અહો જગતવંદ્ય ધર્મદ્યુતિ સેવતા પૂર્વજો,
ભગીરથ પ્રયત્નથી જગરહસ્ય પામ્યા ત્હમેઃ
વહે અનિલ ઈશ્વરી નિયમથી, કદાપિ વહે
સ્વરો તમ તણા, પડે શ્રવણ, તો ય સમજાય ના.
કદાપિ નજરે પડે સજીવ મૂર્તિ તમ ધર્મની,
ન એ નિજ પ્રકાશ, રાખ ઢંકાયેલા જ તનખા સમા,
નપુંસક, કરી શકે પ્રકટ અન્ય આત્મા વિશે.

ગઈ ઘણોઁ પ્રજા; ગયા વિરમોઁ ધર્મ પણ કેટલા:
રહ્યાં વચન એમનાં, ફક્ત કલ્પનાસૃષ્ટિ એ
ગણાય, ગતકાલના ઇતિહાસ-સાહિત્યમાં.
જશે ગરવોઁ આર્ય જાત, પ્રભાનોઁ પુત્રી વડી?
ત્રયી ધર્મોઁ જશે અબંધર શું ક્ષીરસિન્ધુ વિશે?
થશે શું ભારત યુનાનોઁ હોમર તણાં જ કાવ્યો સમું?
નહીં શશિકલા ધરી, કુસ શું ધારશે મન્દિરો?
સખે, ઉર તુટે, રુંધાય જીવ કાલ-ઓથારથી,
અને મુજ વિશે બળે અયુત આર્યકુલપિતૃઓ!
અહો, કિરણ આશનું! ધરતોઁ કોરોઁ દુષ્કાળમાં
ચહે સલિલજ્યોતિ મેઘ, ઊગારવા સન્તતિ!

મ્હદું ઉપર; હોંસ ના; ફક્ત પૂર્વ નિશ્ચય થકી
વધે પગ,–પડે કઠોર પડઘા પદાઘાતના.
અવાજ પણ એ સુવે પલ મહીં સુના આ સ્થલે,
મળી, ડુબોઁ અશબ્દમાં ગણોઁ જઈ થનો ના થયો.
વમે શ્વસોઁ લરી રહે વિશદ દિવ્ય શાન્તિ અહીં,

ગભીર, અવિલોલ,—જે જગતર્મલ આત્માતણો,
વળી જગત-પાપ-ડંખ, દુખ સ્થૂલ રાગોતણાં,
ઉતારી ભુલવી વળી રુઝવી, અંક પોઢાડીને,
કરન્ત નિજ ધામ યોગ્ય બ્રમમગ્ન આત્માશિશુ.

અનન્ત અવકાશના હિત સૃજન્ત ચેતન ઉર!
અનન્તપટ કાલના સતૅસ્વરૂપ શશ્વત્પ્રભ!
અનન્ત જીવયોનિના સગુણ કોટિ સકલ્પના
અવિકૃત નિધાન આદિ અવસાન શકર્પણ!
અનન્તમુખ જે સ્ફુરે, સ્ફુરણમાં જ જીવી રહે,
વિચાર અભિલાષ ગાન રતિ, તે તણા ભાસ્કર!
ભજે ઉર ઉમંગથી સરલ દીન શિશુભાવથી,
અનેક યુગ દેશના અગણ મ્હાનુભાવો ત્હને:
પીતાં મૃતસઞ્જીવની વિમલ વારુણી તાહરી,
દગો સકલ દેશકાલ લખરૂપ ઝાખા લહે,
રગે રગ વસી રહે અચલ જ્યોતિ શ્રદ્ધાતણી.
જશે કઇ પ્રજા ? પડે કંડક ભાગોં શું રાજ્ય કો ?

થશે અમુક ધર્મ સંસ્કૃતિ તણો પ્રલય કે કદા?
ભલે વિવિધ ખેલ કાલ નટરાજ વર્તાવતો,
વસે તું નિજ રંગમાં, સકલ સૂત્ર તુજ હાથમાં. ૧૧૫

## રાસ.

અષ્ટપદી–

જલ જલ અકલિત સકલ દિશા મહીં, જ્યોતિ-અંડ
લસિયું ત્યાં,
જલજનની ધરી હેત પોષતી, અંડમયી જ બની ત્યાં;
અંડથી સૂર્ય અનન્ત પ્રકટિયા, ગ્રહો સૂર્ય સૂર્યે ત્યાં,
ગ્રહ-ગ્રહપતિ મય લોક વિશે એ અંડ મોક્ષ પામે ત્યાંઃ
જલ-અંડ તણો વળી અંડ-લોકનો એ
રાસ અખંડ વિહાર અનન્ત જ પંડ-પંડપતિનો એ. ૬

જડ જડ અકલિત સકલ દિશા મહીં, જીવ-બીજ
સ્ફુરિયું ત્યાં,
જડજનની ધરી હેત પોષતી, બીજમયી જ બની ત્યાં;
બીજ થકી તરુપ્રાણીયોનિઓ ઉચ્ચ ઉચ્ચ પ્રકટે ત્યાં,
પ્રાણીપતિ નર પ્રાણુનાયમાં બીજ મોક્ષ પામે ત્યાંઃ
જડ-બીજ બીજ-તરુ-પ્રાણી-મનુજનો એ
રાસ અખંડ વિહાર અનન્ત જ પંડ-પંડપતિનો એ. ૧૨

તન-તમ અકલિત સકલ દિશા મહીં અહં-જ્યોતિ
ઝળકી ત્યાં,
તનજનની ધરી હેત પોષતી, અહંમયી જ બની ત્યાં;

અહંકારી શિશુ યુવક બને એ, કામ વીર્ય પ્રસરે ત્યાં,
યુવક-આવરણ-પોષક વૃદ્ધ અહં રામી વિરમે ત્યાં
    શિશુયુવક તણો વળી યુવકવૃદ્ધનો એ
રાસ અખંડ વિહાર અનન્ત જ પડ-પડપતિનો એ. ૧૮

સેવાધર્મે દેહ ધરી નિજ નિયમન પક્વ બનાવે,
અર્થકામી વિષયો જીતવા વિશ્વ શાસ્ત્ર શક્તિ વિકસાવે,
સત્તાધર નિર્બલપાલક નિજ ક્ષાત્રવૃત્તિ ફરકાવે,
નીતિધર્મ-ધૃતિ સ્થિર શુચિ દારક ઉદ્ધારક પ્રકટાવે
    પગ-ઉદર તણો વળી પ્રાણ-જ્ઞાનનો એ
રાસ અખંડ વિહાર અનત જ પડ-પડપતિનો એ ૨૪

ગાયત્રીસુત વેદગર્ભ નિજ અન્તરમાં પ્રકટાવે,
એક પછી બહુ થવા કામના ઉપર રતિ વિલસાવે;
બીજ-ગૃહેથી છુટે નવા ગૃહ કે ગૃહરતિ ઓળખાવે,
મમ પર સમ કરી જગકુટુમ્બની મોક્ષવિભૂતિ લગાવે
    અંકુરફુલ ફલબીજ ઉન્નતિનો એ
રાસ અખંડ વિહાર અનન્ત જ પડ-પડપતિનો એ. ૩૦

કુટુમ્બ કબીલા ભમતાં સ્થિર થઇ વધી
ગ્રામ ઉપજાવે,
ગ્રામ ગ્રામ લડી વ્હડી હળી મળી ભળી જાન-
પદો પ્રસરાવે;
જાનપદો વળી જાનપદો સહ રાષ્ટ્રસંઘ વર્તાવે,
રાષ્ટ્રભેદ લય અખિલ જગતના રામરાષ્ટ્રમાં પાવેઃ
નર–નૃસાથનો નય–સ્વતંત્રતાનો એ
રાસ અખંડ વિહાર અનન્ત જ પંડ–પંડપતિનો એ. ૩૬

રસ રસ અફલિત સફલ દિશા મહીં અમિત
ચક્ર ભમતાં ત્યાં,
ચક્ર ચક્ર મળતાં અથડાતાં રતિ-વિરતિ ધરતાં ત્યાં;
રસતૃષ્ણા રસભોગ પકવતાં અનુભવ જ્યોતિ
સ્ફુરે ત્યાં,
ચક્રપણાનાં પડ પછી પડ ગળાંતી જ્યોતિ ઝ્હડે ત્યાંઃ
સ્થૂલ–સૂક્ષ્મનો ગમતા–સમતાનો એ
રાસ અખંડ વિહાર અનન્ત જ સ્વયં પંડપતિનો એ. ૪૨

## સર્ગદર્શન.

શાર્દૂલવિક્રીડિત–

મધ્યાહ્ન વરસાદ થૈ દિવસમાં માધુર્ય રેડી ગયો,
વ્યોમે એક જ વાદળી કનકની ગુંથેલી મેલી ગયો;
જોતામાં મુજ નૈન ત્યાં ઠરી ગયું, ને સ્તબ્ધ ઇંદ્રિયગણે
જોયું, સાંભળ્યું, જેહ અન્તર લહ્યું, વાણી ક્યમે તે ભણે.

એ સૌવર્ણ પયોદમાં નિરખી મ્હેં જ્યોતિભરેલી જટા,
જેના શુભ્ર મરીચિ સ્વર્ગ ન્હડૉને બ્રહ્માંડમાં વ્યાપતા:
ને એ કેશ-કલાપધારી નિરખ્યો અભ્રાસને શોભતો,
મૂર્તિ યોગ તણી, છબી પ્રણવની, સર્ગધ્વનિ ગુંજતો.
એ ગુંજારવના સુકોમલ અને ગમ્ભીર મીઠા સ્વરો
વાપ્યા, શાંતિ પ્રસારતા, ઉઘડતા આત્મા-કલિનાં દલો;
ને એ ગીતપ્રવાહ એ શુચિ જટા-જ્યોતિ-ફુવારા મહીં
આત્માઓ ઉડતા અસંખ્ય નિરખ્યા, પીતા ધુનિ ને ધ્વની.

જ્યોતિસ્તમ્ભ જલાશયે રવિ રચે ત્યાં જેમ મત્સ્યો બધા,
રહે સર્વત્ર, પરન્તુ સ્તમ્ભજલમાં આવી જ થાતા છતા;

રંગો જેમ અનન્ત વારિકણમાં છૂપા રહે સર્વદા,
ને જ્યાં મેઘ કમાન ખેંચો વિલસે ત્યારે જ થાતા છતા;
ગન્ધો જેમ અસંખ્ય દ્રવ્યકણમાં રાચે લપાઈ સદા,
ને જ્યારે ઋતુરાજ રાસ રમતો ત્યારે જ થાતા છતા;
પ્રેમો જેમ ચરાચરે સતત બન્ધાઈ રહે મુગ્ધ, ને
અન્તર્દીપ જ્યહાં સ્ફુરે તુરત ત્યાં જાગી પ્રવાહી બને:
આત્માઓ ત્યમ ગીત-જ્યોતિ મય એ શાન્તિ વિશે આવતા,
એના પ્રાણપ્રવાહમાં ભળી નવા વેગો જ્યહાં પામતા,
ત્યાં જાગી જ સ્વતંત્ર શુદ્ધ બનતા, જ્ઞાની બલી થૈ જતા,
સૃષ્ટિસર્ગ તણા બધા નિયમ ને સંકેત પામી જતા:
ને કોઈ નિજ ભૂત જીવન તણો ચીલો પડ્યો સૃષ્ટિમાં,
માન્યાં જે સુખદુ:ખ તે નિરખીને તેના ખરા રૂપમાં,
લાભાલાભ ગણી લહ્યા અનુભવો તે સર્વને તારવી,
યોગપ્રેમ સ્ફુરન્ત એ વહનથી પીતા પ્રવૃત્તિ નવી.

એ સૌવર્ણ પયોદ, સૌમ્ય જટિલ પ્રેમી દ્યુતિસ્રોત એ,
વ્યાપંતો નિરખ્યો દિગંત ત્યહિંથી આ સ્તબ્ધ ઇંદ્રિયગણે:
સંધ્યા રાગભરી હસી ઝળકી ત્યાં લોપન્તી એ દર્શન,
કિન્તુ જ્યોતિ ખની છબી સતત એ રહેશે ધરી આ મન.

## શાન્તિ.

હરિણી-ગતિ વહન સૌ થમ્ભી ઝમ્પી નિશા-ઉદરે શમ્યાં,
નર મૃગ ખગો મત્સ્યો જન્તુ,-ન નામ નિશાન ક્યાં;
નભમુગટનો નીલો તમ્બૂ લસે સ્થિર મસ્તકે,
જલપટ મહા નીલો સૂનો વસે લસતો દગે.
અવનિ અવનીદસ્યો કાર્યો નિનાદ ભયો જયો,
દિન દિનતણા રંગો ડાચો પરાક્રમણો અહો;
સરી ગળી જતાં સત્યો એ ને અસત્ય જ એ સઉ,
ઉર નરવું એ રાગદ્વેષો વિદાય થતાં લહું.

અનુભવ ન આ ચાલે લાંબો, શું એ હું ન જાણતો?
ઘડી દશ મહીં પાછો ઊગે ખરે રવિ મ્હાલતો.
ઘડિ દશ મહીં પાછો હૂણું દિનેશ-સવારીમાં,
અવનિ-દિનના કોપે પૂર્યો, છુટી શકું જેજ ક્યાં.

તદપિ દરદો નિઃશ્વાસોના સદી વહતાં દિનો,
ભવ-સફર મધ્યે આજે આ પ્રકાશ ઝીલું નવોઃ

ખલકભરનાં શાન્તિ માતર્, જુવે શિશુ આપને,
જલનભ-નિશા-જ્યોત્સ્ના-દેહા, નમે શિશુ આપને.
જલપટ લસે આ તે અમ્બા, સુમું 'તવ પાવડી,
વિધુ અરધ તે ત્રીજા નેત્રે ભરું મિટ, માવડીઃ
દ્યુતિદલ લસે વચ્ચે શીળું લપેટતું વિશ્વને,
ઉદર, જનનિ, ત્હારું એ તો ઉદાર, સદાશિવેઃ
ઉદર મહીં એ પામું આજે સમાસ, અહો ઘડી!
રગ રગ સુધા વ્યાપે ત્હારી, દયામય માવડી.
ભવદરદ ને નિઃશ્વાસોના શમે સઉ તાપ જો,
દ્યુતિ પ્રસરતી ચક્રે ચક્રે,–વિલક્ષણ વિદ્યુતો!
વળી નવલ ને સૌથી મોટી–અહા શી ચમત્કૃતિ!
ઉર–કુહરમાં શાન્તિજ્યોતિ થતી સહસા છતી!

ઘડિ દશ ભલે જાયે ચાલી, યથા ક્રમ વિશ્વનો,
ઘડિ દશ મહીં ઊગે પાછો ભલે રવિ મ્હાલતોઃ
અવનિ-દિનનાં રાગદ્વેષી પરાક્રમણો ભલે,
ઘડિ દશ પછી હુંને પાછાં વીંટી ડુબવી વળોઃ

## નિદ્રાનું આવાહન.

શિખરિણી–અરે શીળી સુન્દર સુખદ દયિતા, આવ નિકટ,
નવોઢા જેવી શું ખસતી ખસતી થાય અળગી ?
અરે ત્હારા શીતલ કમલયુગલે બીડ મુજને,
અને આ ચમકેલી દગ તુજ લટે લે જ મીંકડી.
કહે, ધૃતના દીવા સુભગ અહિપાત્રે તુજ મને
વસે, કે પુષ્પોની સ્રગ સુરભિ શોભીતી મૃદુલ,
સવત્સી ધેનું વા યવસ ચરતી તુષ્ટ વદને,
નદી કે શશિનીમા અચલ તરતો ગૌર કલભ ?

કહે શું તુ ઇચ્છે ? અધિક કશું તુથી નહિ મ્હને,
મનોરાજ્યે અર્પું પરમ પ્રિય જે હોય તુજને:
મનોરાજ્યે મારૂ તુજ વિલસતી સ્વમરમત,
અને આદિ અન્તે જગતસપનુ આ જીવનનું,
ધરે કાલાતીત સ્થિર પરમ શાન્તિ અતિકય,
કઇ તેની આભા વિતર સખિ, વન્દી હું વિનવું ૧૪

## વધારે કહેતું ના.

અસ્વસ્ત શિખરિણી–

વધારે કહેતુ ના ઉદધિજલ ખેંચાય વિધુથી
ઉચી અનો મુકી ગગન ઉતરી પ્રેમપગને
પિયે ભેગી મોટા નગશિખર કે ભૂશિર ભને
અરે ઘેના, પામ્યો પણ તું કદિ પ્રેમોર્મિ મુજથી?
વધારે કહેતુ ના

વધારે કહેતુ ના મુખથીઁ ઉચરેથી કશું વદું
ઉંડા ગાનો ઝાંખા નયન કદિ ના કો જન ચહે
સખા રે, તોયે તું જીવ નહિ — ન એ આ જન સહે
વધારે કહેતુ ના 'ઉઠ ! જીવ !' રખે એ વદીઁ પડું
વધારે કહેતુ ના

વધારે કહેતુ ના લિખિત વિધિનું નૈવ ફરતું
થઈ સામે, કાપે જલધર ન એ આપ ભુજમાં
મહાવ્હેનો તાણી નિજ સહ ભને જાય નિધિમા
વધારે કહેતુ ના રતિપતિ, અડો નાઁ, બળી પડું
વધારે કહેતુ ના ૧૨

૬૬

## વધારે કહેતું ના.

અભ્યસ્ત શિખરિણી–

વધારે કહેતુ ના  ઉદધિજલ ખેંચાય વિધુથી
ઉંચી અનો મૂકી ગમન ઉતરી પ્રેમપગથે
નિચે બેગી મોટા નગશિખર કે ભૂગિર ભને
અરે ઘે ના, પામ્યો પણુ તું કદિ પ્રેમોક્તિ મુજથી?
વધારે કહેતુ ના

વધારે કહેતુ ના  મુખથકી ઉચરેથી કશું વડુ
ઉંડા ગાલો ઝાખા નયન કદિ ના કો જન ચહે,
સખા રે, તોપે તું જીવ નહિ,—ન એ આ જન સહે
વધારે કહેતુ ના 'ઉઃ ! જીવ !' રખે એ વદી પડુ
વધારે કહેતુ ના

વધારે કહેતુ ના  લિખિત વિધિનુ નૈવ ફરતું
થઈ સામે, કાપે જલબલ ન એ આપ જુજમાં
મહા બ્હેનો તાણી નિજ સહ બને જાય નિધિમા,
વધારે કહેતુ ના  રતિપતિ, અડો ના, ગળી પડુ
વધારે કહેતુ ના  ૧૨

# માજીનું સ્તોત્ર.

અંજની ગીત–સ્વર્ગંગા સેંથો મા ત્હારો,
માનસસર શિરમણિ રૂપાળો,
ભાલ–ત્રિવલિ વિમલ હિમ–હારો,
જય જય મા મ્હારી! ૪

ઝુલે જાહ્નવી સિન્ધુ કાને,
રેવા મહાનદી કટિ સ્થાને,
કાવેરી તોડા ઠેકાણે,
જય જય મા મ્હારી! ૮

રામેશ્વર એડીએ ચળકે,
પુરી દ્વારિકા કાશી ઝળકે,
મા, ત્હારી વાળીની ઠળકે,
જય જય મા મ્હારી! ૧૨

સમશૂલ પંજાબ એક કર,
પરશુ અરવલ્લી બીજે કર,
તેગ લટકતી સહ્યાદ્રિ કટિ પર,
જય જય મા મ્હારી! ૧૬

## યુગ મુબારક !

પદ-

શકુનનું સબરસ લ્યો, હાંરે કોઇ સબરસ લ્યો ! ધ્રુવ.

મંગલ દિન મંગલ ઘડી મંગલ અરુણુ સોહાય,
મંગલ કુદરતથી વહી મંગલોર્મિ છલકાય;
એથી મુજ અબ્ધિપાત્ર ઉભરાય. શ૦ ૩
'દિન પલટયો પલટી ઘડી પલટી હત્થ કમાન;'
કલિ–રજની–સંધ્યા તણા. વિષાદનું એ ગાન,
પરન્તુ આ તો ઉગતો ભાણુ. શ૦ ૬
કલિ-જડતા-વિષ ઊતરે, સ્ફુરે પ્રાણુ શબ માંહ્ય,
રજની ત્રણ વીતી ગઈ, રક્ત સજીવન થાય;
ફરીથી ઓપે પૌરુષ કાય. શ૦ ૯
તિમિર તણાં પડ ઊપડે, ફેરે અનિલ ઉમંગ,
ગગન દીસે વિકસે ધ્વજો આશા ઝળકિત અંગ;
ભાવિના પૂરી વિધ વિધ રંગ. શ૦ ૧૨
જલ તૃણુ તરુ ખગ વાદળો અનિલઘુમટ અવકાશ,
પાય પીએ સવિતા તણા રસ જીવન પ્રકાશ;
માનવી ઉઠે ધરી ઉલ્લાસ. શ૦ ૧૫

રામ સૌમ્ય તુજ દગપલકારો,
બુદ્ધ ઉદધિઉરનો ધબકારો,
ગુરુ ગોવિન્દ પ્રતાપ હુંકારો,
જય જય મા મ્હારી! ૨૦

ભક્તિ–જ્ઞાન–ધુનિ માને વ્હાલી,
એ સ્વરબ્રહ્મ વિશે લે તાળી
અગણિત માની સન્ત-પ્રણાળી,
જય જય મા મ્હારી! ૨૪

દિવ્ય ચક્ષુ જ્યારે મા ખોલે,
જ્ઞાન–સમાધિ–પ્રકાશ જ ઢોળે,
વ્યાસ, પતંજલિ, શંકર બોલે,
જય જય મા મ્હારી! ૨૮

શું શું મા તુજ સ્તવું વખાણી,
યુગ યુગ રાજરતનની ખાણિ—
અશોક, અકબર, વિજયારાણી,
જય જય મા મ્હારી! ૩૨

૭૩

# ખેતીઃ

## હિન્દદેવીની પોતાના બાલકોને શીખામણ.

૧

સવૈયા–

રાજકાજ મૂકો ને પડતાં, નાણી નજર જ્યાં પુગે નહીં,
દરિયાપારે જિરિયો પાછળ રાજરમત સન્તાઇ રહી,
બાલક મ્હારાં. ૨
શસ્ત્રઅસ્ત્ર ફેંકી દ્યો અળગાં, કર્યો ઘાવ જ્યાં ફળે નહીં:
આગ વીજના ગોળા ફાડે પર્વત, તમ કયમ શકો સહી ?
બાલક મ્હારાં. ૪
અને વળી નાકાંઓ ઘેરી જૉન બુલ્લ ઉભો હરિરાજ,–
ફિકર ત્હમારે રાજકાજ ને શસ્ત્રઅસ્ત્રની શી છે આજ !
બાલક મ્હારાં. ૬

૨

વેદ પુરાણુ મહા વિદ્યાઓ મુકો ઉંચી છજલીએ હાલ,
કલમ વૉણાને એવી મોહિનીમાં પડવાનો નથી આ કાલ,
બાલક મ્હારાં. ૮
જંગી સંચા જગવ્યાપારો ત્હમે ન હજી ખેડી શકશો,–
ગજું ત્હમારું વિચારશો કે આંખ મીંચી રોટ્ટ મથશો ?
બાલક મ્હારાં. ૧૦

દિન પલટ્યો પલટી ઘડી પલટી હાથ કમાન,
ઘડપણ જઇ જોબન ચ્હડે રગે રગે મસ્તાન;
ઝડપતું જોબન કાર્ય મહાન. શ૦ ૧૮
જોબનભરી નરજાતિઓ ઉન્નતિપથ ઉછળન્ત,
બુદ્ધિ હૃદય ચારિત્ર્યના વિજયફેન ફરકન્ત;
ઘુઘવતી હર્ષ ગભીર મહન્ત. શ૦ ૨૧
અસલ કુલવ્રત આપણું એ જોબન, એ પન્થ,
રાજયોગ એ, આર્યહોત્ર એ, ફરી કરો જીવન્ત;
નવો મંગલ યુગ વર્તાવન્ત. શ૦ ૨૪

અનાર્ય નરપશુ અસંખ્ય ટોળાં પવિત્ર સ્પર્શે ઉદ્ધાર્યાં;
બાલક મ્હારાં. ૨૪

૫

નરહૃદયે સુર ને દાનવનાં સૈન્ય ઉભય વસતાં સાથેઃ
દાનવસૈન્ય હણી સુર પોષી પૌરુષજ્યોતિ ધરી માથે,
બાલક મ્હારાં. ૨૬
એહ જ્યોતિના બની ઉપાસક બાધક ધસ્યા નિડર જગમાં,
ખાળી શક્યું નહિ કોઈ એમને,-વધાવતા સઉકો પગલાં!
બાલક મ્હારાં. ૨૮
મ્હને સુકાવી પશુ અનાર્ય વિપિનો તમ ઘોર અધર્મોથી,
ધસ્યા મુકા'વા ખડ અન્ય,-અટક્યા કેવલ જ્યાં ધરા ખુટી!
બાલક મ્હારાં. ૩૦

૬

શ્રમિત થયા, કંઈ લોહી ધસાયું, તિમિરજૂથ ત્યાં આવ્યું ન્હડી,
મથ્યા બહુ, અર્ધું બેસાણું, ઉપર આણુ નિજ કરી ખરી,
બાલક મ્હારાં. ૩૨
પણ એ અધાં આર્ય રજપુતો પુરા આર્ય જ્યાં થયા નહીં,
વળી તિમિરદલ ઉતર્યું ત્યાં તો, આભ તુટ્યું, ગઇ જ્યોતિ શમી!
બાલક મ્હારાં. ૩૪
એહ જ્યોતિ પ્રકટાવો પાછી, એ પૌરુષ વર્તાવો ફરી,
કુદરતપ્રીત ફરી આદરતાં નવીન યુગ ઉગશે જલ્દી;
બાલક મ્હારાં. ૩૬

અને વળી એ વિદ્યાઓ એ કલા અને એ વ્યાપારો,
કાલાતીત, ગમે તે કાલે, શક્તિ છતાં, કરવા વારો,
બાલક મ્હારાં. ૧૨

૩

પેટપુરું મળતું નથી ત્હમને, બાળ ત્હમારાં સુકાં તને,
જુવાન ફરતા ધરડે વદને, સ્ત્રિયો ન જાણે જોબનને,
બાલક મ્હારાં. ૧૪

મહારોગ ને દુષ્કાલોએ નવો કેર વળી વર્તાવ્યો,
દિવસ દિવસથી બારિક આવે, કલિયુગ ફરે ફુલ્યો ફાવ્યો,
બાલક મ્હારાં. ૧૬

કુદરત ને માનવની જોડી એકમેકથી હસે ફુલે,
ચકવા જોડી એ જ ખરી છે, વિયોગથી કરમાય ઝુરે,
બાલક મ્હારાં. ૧૮

૪

પુરાણુ પૂર્વજ હતા ત્હમારા વનવાસી, કૃષિ કરનારા,
ઢોર ઉપર મમતા ધરનારા, કઠણુ નિયમમાં પળનારા,
બાલક મ્હારાં. ૨૦

દેશ ઝીલ્યા, બહુ રાજ્યો સ્થાપ્યાં,–ધર્મ કળા ને વ્યાપાર,
શાસ્ત્ર ફિલસુફી હુનર નીતિ, કહો ન શું ઉતર્યા પાર !
બાલક મ્હારાં. ૨૨

જંગલ ભેદ્યાં, પશુઓ રાની પાળ્યાં કઈં કઈંને માર્યાં,

૯

સ્હેરો ને સ્હેરી રાગો ને કતાએલાં સ્હેરી તન,
ટુંકાં જીવન, નિર્મલ કલુષિત શિથિલ બૉચાર્રાં સ્હેરી મન,
બાલક મ્હારાં: ૫૦

સ્હેરી ગરીબી, સ્હેરી સુસ્તી, વ્યર્થ સ્હેરતણી જંજાળ,
સ્હેરી પાપો, સ્હેરી જુઠાણાં, સ્હેરતણા કલહો કંગાળ,
બાલક મ્હારાં: ૫૨

એ સૌ આવરણોને તોડો, એ માયાને પરી કરો,
હિત ને હિતનાં સાધન શાશ્વત સ્વચ્છ લોચને ઉરે ધરો,
બાલક મ્હારાં. ૫૪

૧૦

વનો વસાવો, ખેડો ખેતર, રચો વાડિયો, પશુ પાળો,
ખાતર બીજ ઋતુ ચારા ધરતીના ભેદ પુરા ન્યહાળો,
બાલક મ્હારાં. ૫૬

નદિયો સાંધો, કૂપો ગાળો, સમુદ્ર વારિ મિષ્ટ કરો,
જલમાં સ્થલ, સ્થલમાં જલ આણો, કુદરત નાથી મિત્ર કરો,
બાલક મ્હારાં. ૫૮

નીકો ખોદો, બન્ધો બાંધો, આગ વીજ ને રસાયનો,
ખનિજ સૃષ્ટિ વળી વાયુચક્રને અધીન કરીં ખપમાં આણો,
બાલક મ્હારાં. ૬૦

૭

દુકાળ ઉપરાઉપર આવે ખાશો નહિ તેથી જ જરા,
મ્હારા બાલક, તમ માટે છે મુજ ધાવણના અખુટ ઝરા !
બાલક મ્હારા. ૩૮

પણ અક્કલવાળા તે આર્યો, મુજ બાલક તે તે જ ખરા,
બિન અક્કલવાળા તે મ્હારા અણમાનીતા પુત્ર ઠર્યા,
બાલક મ્હારા. ૪૦

સમય વિચારો, સમય સુધારો, સમય વિશે સાવધ વર્તો,
'ઉત્તમ ખેતી' સૂત્ર ત્હમારુ પુરાણુ પાછુ ઉરે ધરો,
બાલક મ્હારા ૪૨

૮

નવે ખડની દેવીઓમા બ્રહ્માએ હું પ્રથમ ઘડી,
સૌના બચપણની હુ સાક્ષી, મુજ બચપણમાં હુ જ છડી,
બાલક મ્હારા ૪૪

ભૂતકાલ પૂરો મ્હેં દીઠો, ભવિષ્યમા મુજ નજર તીણી,
માટે કહું છુ ચેતો, ચેતો, સાવધ બનો સમય જાણી,
બાલક મ્હારા ૪૬

કોટિ તણી સખ્યાથી લોજો ફોકટ ગર્વ ન ધરશો, બાળ,
મ્હને નવસી પરવત્સોથી કરશો મા આખર બેહાલ,
બાલક મ્હારા ૪૮

૯

શ્હેરો ને શ્હેરી રોગો ને કેતાએલાં શ્હેરી તન,
ટુંકાં જીવન, નિર્બલ કલુષિત શિથિલ ઓઁચારાં શ્હેરી મન,
બાલક મ્હારાં ૫૦

શ્હેરી ગરીબી, શ્હેરી સુસ્તી, વ્યર્થ શ્હેરતણી જંજાળ,
શ્હેરી પાપો, શ્હેરી જુઠાણાં, શ્હેરતણા કલહો કંગાળ,
બાલક મ્હારાં ૫૨

એ સૌ આવરણોને તોડો, એ માયાને પરી કરો,
હિત ને હિતનાં સાધન શાશ્વત સ્વચ્છ લોચને ઉરે ધરો,
બાલક મ્હારાં. ૫૪

૧૦

વનો વસાવો, ખેડો ખેતર, રચો વાડિયો, પશુ પાળો,
ખાતર બીજ ઋતુ ચારા ધરતીના ભેદ પુરા ન્હાળો,
બાલક મ્હારાં. ૫૬

નદિયો સાંધો, કૂપો ગાળો, સમુદ્ર વારિ મિષ્ટ કરો,
જલમાં સ્થલ, સ્થલમાં જલ આણો, કુદરત નાથી મિત્ર કરો,
બાલક મ્હારાં. ૫૮

નીકો ખોદો, બન્ધો બાંધો, આગ વીજ ને રસાયનો,
ખનિજ સૃષ્ટિ વળી વાયુચક્રને અધીન કરીઁ ખપમાં આણો,
બાલક મ્હારાં. ૬૦

૧૧

એ વનવાસ વિશે ઉછરતાં દૂધમલ ત્હમારાં બાળ,
નહીં વ્યાઘ્રથી હઠશે પાછાં, નહીં એમને છળશે વ્યાળ,
બાલક મ્હારાં. ૬૨
ધોધ કુદી એ હસશે સામાં, નદીપૂર તરી ઉતરશે,
ખરે બપોરે ભોજન ખેતર લણી કણસલાં ઢગ રચશે,
બાલક મ્હારાં ૬૪
જોબનપૂર વિશે એ આર્યો નિરખી જગ વિસ્મિત બનશે,
ભસ્મ થશે કલિયુગ આ ખડે, નવીન યુગ વર્તી રહેશે,
બાલક મ્હારાં ૬૬

૧૨

એ ખેતીના વિરામકાળે, રાતે ઉડુગણ નીરખતા,
દિવસે કુદરતલીલા પીતા, ઢોર જ્યહાં વિખરે ચરતા,
બાલક મ્હારાં ૬૮
વેદ નીતિ ને કલા પુરાણો ધર્મ ફિલસુફી વિશે સદા,
તર્કોટ્વા દોડી રહેશે, ઉપનિષદો અવતરશે હાં,
બાલક મ્હારાં. ૭૦
ઋષિઓ દ્રષ્ટાઓ અવતારો,પૌરુષ,જય, આત્મા સ્વાયત્ત,
પ્રકટ થશે એ વનવાસે સૌ સાત્વિક બરકત ઈશ્વરદત્ત,
બાલક મ્હારાં. ૭૨

## મૈયાની સેવા.

વસન્તતિલકા–રે બન્ધુઓ નવ પ્રકાશ વધાવનારા,
યુવાતણા પ્રબલ વ્હેન વિશે તણારા,
મૈયાની જાગૃતિ-ઉષા લલકારનારા,
સેવા જ એક જનની તણી વાંછનારાઃ
સેવા પડી શતસહસ્ર જ કોટિકોટિ,
જ્યાંજ્યાં જુઓ જનનીસેવ અસંખ્ય ત્યાંત્યાંઃ
રે બન્ધુઓ, તદપિ વ્હેન વિશે તણાઓ,
ના ઊલટો, કુદી પડો નહિ, ધીર ધારો.
છે જંગ સૌ મરદને પ્રિય સર્વ કાલ,
ને છે અસહ્ય જનની-દુખની જ ઝાળઃ
રે બન્ધુઓ તદપિ યૌવનમાં તણાઈ,
ના ઊલટો, ત્રુટી પડો નહિ, ધીર ધારો. ૧૨

ના જંગ આ કુદી ત્રુટી પડતા નરોના,
ના જીતલાભ અહીં આંધળિયાં કર્યાથી;
વીસા જ તે સખમ જ્હેરની ક્રિયાના,
તે ક્ષાત્રશૌર્યયુગ, ભાઈ, વીસા જ વીસા.
મૈયામઠી પુનરપિ અજવાળનારા,
આ કાલના પરમ મંત્ર અતીવ ન્યારાઃ ૧૮

છે જગ સાત્ત્વિક બધો પ્રકટાવવાનો,
ચારિત્ર્ય સૌમ્ય વ્રત સાધુ ખિલાવવાનો.

રે બન્ધુઓ, પ્રિય મ્હને તમ ઉર્મિઓ સૌ,
સેવાતૃષા તમ તણી નિરખી હુ રાચુ,
સન્યાસવૃત્તિ તમ જોઇ પગે પડુ છુ,
ને જ્ઞાન ધૈર્ય વિકસે તમ, એ ચહુ છુ.
રે બન્ધુઓ, કુદી પડો નહિ, ધીર ધારો,
ને 'કૃત્ય, કૃત્ય, કંઈ કૃત્ય જ !' એ લપ્યારો
છાડો —જુઓ નહિ શું જ્ઞાનવિહીન કૃત્યો
સર્જે અનર્થ દુખ દ્વેષ-પરમ્પરાઓ ! ૨૮

મૈયાતણા તનુજ સર્વ સમાન બન્ધુ,
એ સૌ તણાં પરમ શ્રેય વિશુદ્ધ પ્રેમ
તે તે જ એક નિજ જીવન પ્રવૃત્તિનું,
પૂરુ પવિત્ર પ્રિય શાન્ત સગગ લક્ષ્ય
એ બીજમન્ત્ર, પ્રિય બન્ધુ, ઉરે ઉતારો,
એ ન્યાય, એ પરમ સત્ય જ, એ જ સેવા
નિવૃત્તિ એ, વરદ સ્વાર્થ-પ્રવૃત્તિ યે એ.
ચારિત્ર્ય એ મય રચી રીઝવો જ મૈયા. ૨૯

## પ્રિન્સ ઑફ્ વેલ્સને આવકાર.

વસંતતિલકા–આવો ભવિષ્યનૃપ, હિન્દતટે પધારો,
આ ભાવસ્નિગ્ધ જનતા-ઉર-તપ્ત મ્હાલોઃ
આ દીન હીન મહુલી મહીઁ પાય પાડો,
આ રાંકડે વદન નેત્ર-મયૂખ માંડો.

જોશો અહીં સુજનતા નવીઁ ને પુરાણી,
પ્રાક્‌પશ્ચિમોદધિનીઁ સન્ધિ થતી થવાનીઃ
આ ક્ષેત્ર જીર્ણ જનતાનું રસાળ થાતું,
જોશો નવાં પ્રબલ બીજ વડે વવાતું.

આશાતણા ગગનમાં ઉડિયે વિલાસે,
ને શીખિયે ફરજ ભૂમિનીઁ એ પ્રકાશેઃ
એ આશ ને ફરજ તન્તુ વડે વણાઓ,
કીર્તિપટે તમ સુનામ, પ્રભુ કૃપા જો! ૧૨

## સખા મ્હારા, સખી મ્હારી.

ગઝલ-ગયાં વર્ષો જુવાનીનાં,
જુઠી આશા ગુમાનીનાં,
અનર્ગલ જોશ ફાનીનાં,
સખા મ્હારા, સખી મ્હારી. ૪
ગયાં નિજ ભાવ ભજવીને,
સદાનો પણ ઋણી કરીને,
ગયાં જે ભેટમાં દઇને,
સખા મ્હારા, સખી મ્હારી. ૮
નદી તમ વ્હાલની ઉંડી,
ફુટી ઝીણી, કુદી, દોડી,
વળી વચમાં ગઈ બૂડી,
સખા મ્હારા, સખી મ્હારી. ૧૨
વહે હાવાં શૉ વિસ્તારે,
ન રહ્યુ કે ગ્રીષ્મ ભય ધારે;
અવર્ષણમાંહિ પણ હારે,
સખા મ્હારા, સખી મ્હારી. ૧૬

રહ્યાં વર્ષોજ મરદાની,
બને કર્તવ્ય તો જાણી,
મચે જ્યાં સાધવા જ્ઞાની,
સખા મ્હારા, સખી મ્હારી.

ત્હમારા વ્હાલમાં તરતો,
પ્રભુ સમ્ભારી આચરતો,
નથી હું ભાવિથી ડરતો,
સખા મ્હારા, સખી મ્હારી.

## સાથી ઓ મ્હારા.

અંજની ગીત—રૂમઝુમ ઝરણાં સાથે નીકળ્યાં,
હસતાં નાદ કરન્તાં રસળ્યાં,
ડગલે ડગલે ટળતાં આગળ,
સાથી ઓ મ્હારા!

અંગ ધરા નત ઉન્નત કરતી,
પાછે પગ, ખોળો પાથરતી,
લળી લળી આકર્ષી ગઇ આગળ,
સાથી ઓ મ્હારા!

હૃદય ગભીર વિશાલ થયાં જ્યાં,
દૃષ્ટિ તણો વિસ્તાર વધ્યો ત્યાં,
મૂલ વિમલતા ગઇ પણ રહ્યાં ત્યાં
સાથી ઓ મ્હારા!

તે પછી સંગમ. પ્રફુલ્લ કેવો!
ભાવિ કે સૃષ્ટિક્રમ જેવો!
કે એ ઈશપ્રસાદ કહેવો!—
સાથી ઓ મ્હારા!

અને હવે?—ઉત્તર ઊચરજે!
ગત જીવન ધડિ તો ઉર ધરજે!
ભલે પછી ઇચ્છા અનુસરજે,
સાથી ઓ મ્હારા!

## વધો ખેડો ને સફર, મરદાની નાવો !

વિષમ હરિગીત–

શાન્ત બંદર વિશે બે સ્થિર નાવસાહેલી ઉભી,
પણ વાયુ જાગ્યો રાત્રિમાં, વાતો રહ્યો રાત્રિ બધી;
તિમિરમાં પન્થે જતાં સાહેલિયો એ મન લહે
સાથે જ જઇએ ઉભય, એક જ ઉર્મિ અમ નીચે વહે.
પણ દિનોદય થાય જ્યાં,
નહિ એકમેક જણાય ત્યાં,
કંઇ યોજનો સાહેલિયોની મધ્યમાં લમ્બાય ત્યાં. ૬

એ જ માફક–પણ કથા સ્નેહી યુગલ આત્માતણી
કથવી જ શાને, અતિ પુરાતન દિલોજાની જેમની
સ્વલ્પ કાલતણા વિયોગ પછી મળ્યા એ જ્યાહરે
બે યે ઉડી ગયલી જ જાણી સ્તબ્ધ હૃદયે ત્યાહરે !
તિમિરમાં સ્હડ વિસ્તર્યાં,
કંઇ સિન્ધુઓ તિમિરે તર્યાં,
એ તિમિર ભેદાતાં પ્રકાશે નેત્રવિષ પીતા કર્યાં ! ૧૨

દોષ નહિ એક તણો એ, અગર ઇપ્સિત પણ નહીં,
રે કલ્પનામાં પણ નહીં જે આવું બની આવે સહી!
વળતું પાછું વ્યર્થ કેવું! વધો, ખેડો ને સફર
મરદાની નાવો! જ્યોતિમાં,વળી જેહ દીસે છે તિમિર
તે વિષે, ભવયાનમાં,
સુખ શાન્તિ ઘોર તુફાનમાં,
છે ધ્રુવ અનન્યજઃ રહો, નાવો, અડગ એના ધ્યાનમાં. ૧૮

રે મરુત, રે સિન્ધુઓ, સંયોગ એ જૂના તણી
ફરિથી તમારે ઉર વિશાળે કદિ હવે ના'વે ઘડી.
તદપિ એ બે આત્મનાવો એક બંદર વાંછતાં,
વિચરે ભલે જૂદી દિશા, પણ એક લક્ષ્ય જ સાધતાં.
તરી તરી ભવસાગરે,
સેંટલી સ્હડ જ્યાં નાંગરે,
રે મરુતસિન્ધુશાધિ, મેળવ ત્યાં ઉભય તું આખરે! ૨૪

## ભવસાગર.

સવૈયા–

મિત્રગુરો, તું ગયો ડુબી, નહિ ભવસાગર આ તરી શક્યો,
ડુબતાં સુધી નિજ પોતતણી પણ ઝળક કઈં કઈં દાખી શક્યો:
આવ્યો અમૃતકુમ્ભ ભરી પણ બાહૂબલ કેળવ્યું નહીં;
માયાલોઢ વિશે કર ધ્રૂજ્યા, સિન્ધુલવણ ધસી આવ્યું મહીં;
ગયું વધન્તું, ભાર વધ્યો, કરૅસ્નાયુ ત્રુટન્તાં કુમ્ભ ફુટ્યો,
ક્યાં એ કુંભ, ક્યહાં એ અમૃત? ક્ષારસમુદ્ર જ આ ઉલટયો! ૬

ના, ના, છે બ્રહ્માંડ વિશે સર્વત્ર રહ્યું ઝળકી પ્રસરી,
સત્ય પ્રસવતું, ધી ઉદરતું, ભર્ગ ઉપાસ્ય અતર્ક્યબલીઃ
સ્મશાનની ઝાળોથી શાને મુગ્ધ બનો એ બ્રહ્મનાં બાળ,
–ભજતાં એ, અંતરંગ ખુલતાં, જુઓ સ્વસ્થ આ માયાજાલઃ
મૃત્યુતણું ગૌરવ તો જોશો, કે એ જીવન કરી જોડ,
સઞ્જીવન ભવમાં ખોવાતાં ફરીથી અર્પી પૂરે કોડ. ૧૨

મિત્રગુરો, તું ગયો ન ડૂબી, સુધાકુમ્ભ તુજ ફુટ્યો નથી,–
ક્ષાર ભરાયો તે જેરવવા આશ લેશ પણ ત્યાં ન ટકી,
સારે શ્રી સત્ચિતની લીલા હિતસાધક ઉજ્જવલ વિલસી,
ખોટા ભવ ખોટા જીવનનું શૂન્ય પ્રકટ કરતી ઝળકી:
એ પર શાન્તિ વિશે એ કુમ્ભ સુધા એ કઈંક સમય ઠરશે,
પ્રકટ થશે વળી, ખુટતું બલ મેળવશે, આખર તરી જશે. ૧૮

# વિરહ.

## ૧ સ્હેવા અશક્તિ.

શિખરિણી—શુરે, પૂછું શું હું, નથી નથી જ શક્તિ સમજવા:
પ્રભો, શ્રદ્ધા પૂરી અકલિત વ્યવસ્થા ય સ્તવવા:
સરે શું રોવાથી? પ્રકટ રડવું યે ન ઘટવું;
રુવે ન્હાનાં, તેનું શમન મુજ કર્તવ્ય જ છતું;
અને તો યે જ્યારે શિશિર રજની આ ઠરી જતી,
હવા યે પોતાના શ્વસનમહીં જ્યારે શમી જતી,
અને આશા ઊંચી ધુનિ નિજ સહે મૂર્છિત થતી,
પ્રભો, ત્યારે યે ના કુદરત ઉરે આ પ્રસરતી.
સોરઠો—હે ઉર-ધારણહાર, રોઉં કે રોઉં નહીં?
રે આ ન્હેતાં વાર, ઇચ્છા મુજ આપી રહી.

## ૨ ઝેરસુધા.

શિખરિણી—હમે આપો છો તે બહુ બહુ થયાં ઓસડ હવે;
ન એ કૈયે ફાવ્યાં; દિન દિન વધુ વ્યાધિ પજવે.
અરે આ મુઇ કાયા દરદમય પાકી ગઇ બધી,
દમે શ્વાસે શ્વાસે,—સહન કરતું ક્હો કયહિં સુધી!
હવે તો ઓ વ્હાલા, જલ ચુરણ ગોળી ઘૃત વટી,
ગમે તે કૈં આપી ઝટ દરદથી ઘો કરી છુટી.
અરે આપો એવી નિંદર મધુરી ને સ્મિતભરી,
સરી કે તેમાં હું ડબક ડુબી જાઉં જીવન તરી!
સોરઠો—રે મુજ મસ્તકર્માડ, પચ્ચીશી મ્હાલ્યાં પુરી,
પૂરો છેલ્લો કોડ, ઝેરસુધા રેડો ગળે. ૨૦

## ૩ અર્થોક્તિ.

શિખરિણી—મ્હને ફર્ઝન્દો કે ખટમખટલાની ન ફિકરો,
ત્હમે મ્હારે માથે કદિય પડવા એ નથી દીધીઃ
ત્હમારી રે હું યે શિશુસમ જ આખો ભવ હતી,
ઘટે છેલ્લે શ્વાસે શિશુસુકન એકે ન ગુરુને.
પરન્તુ આ મ્હારા કઠણુકુમળા પ્રીતમ, ત્હમે
ધરો છો જે છાતી બહિર જગતે ધીર નરની,
ત્હમારી જે ખ્યાતિ જડ અનુભવી શાણપણુની,
અરે એ તો છે કેવળ કમાડની ઢાલ ઉપલી.
ત્હમે કો'ને કો'દી ઉરભિતર ખુલ્લું નથી કર્યું,
દીઠું જાણ્યું એ એકલડી તમ દાસી મુરખીએ;
અરે એ તો માવો મૃદુલ રસભીનો અનુપમ,
નહીં એ એકાકી જીવન જીરવે પ્રેમ વિહીન.
અહા આશા મોટી હક પણ અનેરો મુજ વડો,
સુખપ્રેમોદ્રેકે ભીંજવી ભીંજવી ઢાલ ઉપલી,
અને એ લાજાળું ભિતર કુળું ખોલી ખીલવીને,
સખા, ત્હારું હૈયું દિલ્લ કરવા એક સરખું!
અરેરે, હું મૂર્ખી, સમજી નહિ વેળાસર બધું,
અને જાણ્યું ત્યાં તો અવધ થઇ પૂરી જ સઘળી.
સોરઠો—રે જગજીવન તાત, અદકચરો આ ભવ કશો!
ને આ બુદ્ધિ-પ્રભાત ધરથી કાં નહિ મોકલ્યું!

## ૪ જવાબ.

શિખરિણી—અરે ઘેલિ, ખાલી વિકલ મનની એ છ લહરી,
ડુબી વ્યાધિપૂરે, ઉપર ફુટતી આધિચકરી.
પ્રભુની પત્રાળી જમી રહી અતૃપ્તિ ન ધરવી,
મહાયાત્રા માંડી નજર વળી પાછી ન કરવી.
મહાલ્યાં પચ્ચીશી સુખદુખ વિશે રંગરસથી,
રતિભક્તિ કીધી ઉભય મળી ઉદ્દામ મધુરી;
અને આપણુ બેનું વધતું જતું અદ્વૈત જ લહ્યું,
બધી રીતે જીત્યાં સફલ સહચર્યા અનુભવી.

સોરઠો—ભ્રમણા છાંડો વ્યર્થ, પચ્ચીશી મ્હાલ્યાં પુરી,
સર્યો જ ભવના અર્થ, ભવદ્વારે હરિ ન્હોતરે. ૫૦

## ૫ છેલ્લી યાચના.

શિખરિણી–ખરું વ્હાલા, સર્વે, પણ મુજ ઉરે આશય જુદો,
કહું તે શી રીતે, સુઝતું નથી, મૂઝાઉં અનિશે.
વળી જ્યારે વાચા પણ અટકશે એ નવ લહું,
કહું ભાગ્યું તુટયું: પુરું મધુરું ત્હેને, પ્રિયતમ.
હું તો ચાલી વ્હાલા, મુજ રવિ ખરે તારક સમો, ૫૫

   

## ૬ આરતો.

પૃથ્વી-(વહે નયન દોડતાં ઝરણ હોય શું પ્રાવૃષે, ૬૭
ફુટે રુધિર ઓઠથી દશનધાર પેશી જતાં;
ન તો ય શમવાય આ હૃદયભંગના તાટકા,
ત્રુટે વહન શ્વાસનાં, કયમ વહે જ વાચા સહાં.
પ્રભો, શમવ સ્વાર્થજન્ય ઉરશોક-તોફાનને,
—કરું સ્વજનની ઉમંગભર યોગ્ય આરાર્તિકા !)
પ્રિયે, મનુજ-યોનિથી મ્હોટાં ઉદાર દેવી બન્યાં,
નમોસ્તુ ત્હમને,—અરે નયન, રોવું છાંડો જરા.
પ્રિયે, સહચરી હતાં, વચનબદ્ધ શિષ્યા હતાં,
ઉરોર્મિરત સેવિકા, પદ પદે જ છાયા હતાં,
તથાપિ સુકુમાર સુન્દર કુલીન હે વલ્લરી,
બન્યાં ગુણગણે જ આ પશુતણાં ત્હમે તો ગુરુ. ૭૮

અહો, કરું શોં રીત હું કવન એ ગુરુભાવનાં,
ખરી નમનતાઈકેરો અનિવાર્ય મોટાઈનાં,
ખરા જ નવનીતની અજિત વજ્રમયતાતણાં,
ખરી રતિતણા મદાન્ધ જનના વશીકારનાં !
સ્મરે બચપણે ભણ્યો, અજબ વાત રૂપે લહ્યું,
—ભલે વન ગજાવતો મૃગ ધ્રુજાવતો કેસરીઃ
સુકોમલ શુચિસ્મિતા પ્રણયલોચના પાસ એ

(બુલી પ્રકૃતિ) દારે રે રમતિયાળ સાથી બને !
પચીશ વરસોતણો અજબ સાથ એ આપણો
નિહાળું છ જ્યહાં અહીં થશે હું એક-આરમ્ભને
મ્હને પણ દીસે છ એ અદ્‌ભુત રેખા ભર્યો.
અને અગર દશ્ય તે જ જોવતો હું દ્દષ્ટા સ્વયં,
તથાપિ નહિ ઓળખ્યું મુજથી જાય મુજ ભૂત એ

સ્મરે રજનિઓ સખિ, યુગ સમાન એ આગલી?—
જ્યહા તુજ સુધારણા જ મુજ એક ચિન્તા હતી
જ્યહા પતિ-અભેદ-બુદ્ધિ પતિ-દેવ બુદ્ધિ રતા
હતી તુજ સુધારણા જ તુજ એક ચિન્તા વડીઃ
અહો અતલ મોહ ઓ અદદ વ્યર્થ પીડા ત્હનો!—
ખરી જરૂર તો જ્યહા મુજ સુધારણાની હતી.
હતો હૃદયે રમન્ત નિજ સ્વપ્નલ્હેરે વિશે.—
બપી અતિતણા, સદા જ ઉડતો અસીમા ભણી
નહીં જલ શું ભૂ પડે મધુર તાજું વ્હેતું સદા ? ૧૦૦
નહીં જલ શું વર્ષતું અમિત ધાર આકાશથી ?
નહીં છટ નહીં ! ભલે સલિલ એહ પીતા બીજા,
હું તો અવર-દિવ્ય હું !—મુજ તૃષા અનેરી ખરે
છીપે ફ્કત મેઘપુજશિખરે શિખાઆબ્પથી !

વંશસ્થ– અને ત્હમે દેવિ, ત્હમારું રૂપ તે
ક્યહાં, ક્યહાં રૂપ ત્હમારું આજનું!
કહે ૭ આત્મા ન વધે નહીં ઘટે,

વસન્તતિલકા–આત્માવિકાસ તમ શો દ્રુત સૌમ્ય દીઠો!

શિખરિણી–પ્હણે છે કાવેરી રમતી દ્રુપદિવાલય કને,
અહીં છે આ રેવા,–ઉદધિભરતી મિષ્ટ કરતી:
હતાં કાવેરી શાં પ્રથમ વરસોમાં મુજ ત્હમે,
થયાં છો રેવા સમયપરિપાકે પ્રિયતમે. ૧૧૨

પૃથ્વી–અસંખ્ય સ્મરણો સ્ફુરે પચીશ વર્ષનાં સામટાં,
કંઈ પ્રણયમૌક્તિકો, કંઈ સહિષ્ણુતા-કૌતુકો,
કંઈ ધમક રોષની, કંઈ અતાગતા ટેકની,
કંઈ તપવડાઇ, ભોગ કંઈ આત્મભોગો નર્યા;
વિલમ્બિ કંઈ રસણાં મધુર શાં પરીણામમાં,
ખીલે વિરમતાં યથા દિવસ ચૈત્રની ચન્દ્રિકા!
સ્ફુરે સ્મરણ સર્વથી અધિક માંદગીઓતણાં,
ત્હમારી વળી માહરી:-અહહ, શો વિષમલોક આ! ૧૨૦
કરાલ દુખ જે અસહ્ય દુખ દેખવાં આપ્તનાં,
પરંતુ બળતાં મહીં સુખ અવર્ણ્ય પણ કેહવાં!
અને વિકલ દેહ, સાં જગત બાલ ન્હાસે પરું,

છુપાછુપ મુદ્રી વળી સ્થિર બને અહં માકડું:
જુએ નયન આમનેજ, ઉર સ્નેહ-ટેકો ચહે,
થવા સ્વજનને ખરે સ્વજન શ્રેષ્ઠ સંધિ મળે.
અહા, તન તળાંસવાં, શિર દબાવવાં એ ગોદાં,
ભળે ઉભય શ્વાસ જ્યાં, અબલ દીન બે જીવ જ્યાં,
જુદાઈ રૂપ ઓળિયાં ભુલી અનન્ય આત્મા બને.

વહ્યો વખત

હાય!–જે અખુટ ભાસતો આશમાં
ખુટ્યો ખુટલ!

હાય!–જે ઠર હતો સદા ટેકવા,
ઉદાર ઉર–ઊર્મિસાગર દુખે સુખો સર્જવા,
પવિત્ર દગ-વેદિ એક મુજ જે વીસામો જગે,
વસે અવર દેહ તો ય મુજ જીવનો જીવ જે,
હરાય અહ! તે ઘડી દિવસ પાંચ પન્દર મહીં.
(પ્રભો, પુરુષ છુ ભલે અગુણ-દુર્ગુણોઘે ભર્યો,
ન એક અરિયે ચીંધ્યો–ન કદિ ઓસરુ પૌરુષે!)
પ્રિયે, નવ રડો, જુઓ શ્વસનરોધ સ્હેવાય ના;
યતોજ ભવ પૂર્ણું ત્યાં ન ઘટતી તથા ભાવિની.

જુઓ, ઘટઘટે ભર્યો અણુ અણુ વિશે ચોદિશે,
ત્હમો, હુ, શિશુઓ મહીં, સકલ જીવ લઘુ ને મહા,
નદી ઉદધિ પર્વતે, નગર ગામ વેરાનમાં,
ગ્રહો રવિ નિહારિકા, નભવિતાન સ્વર્ગંગમા,
પીએ પય અદુધતુ કુસુમ માતખોળે લહા,
ત્રુટી અવનિ ધગધગન્ત ઉભરાય લાવ્હા ત્યહા,
વસે સમરમે, તનુ તનુથી ભવ્યતમ ભવ્યમાં,
અસગ ! નિરહં ! અનન્ય ! પરમાત્મ ! નામો નર્યા !
જુએ અગર કોઇ ક્યાહિ સુખ-તેજ શોભા રતિ,
લહે અગર કોઇ કયાહિ જીવ-પ્રેમ-ઇચ્છા-ગતિ,–
લહો સકલ તત્સતે જ ઋત તે, વૃથા અન્યથા,
ઘટે ફકત એતણુા પ્રણય ધ્યાન-સેવા કથા.
નમોસ્તુ ત્હમને સખિ, તમ વિશે રહ્યા એહને,
ન્હને પ્રણમવુ જ તો મુજ વિશે નમો એહને
વિદાય સખિ લ્યો દિયો, ખટક ખોટી ચિન્તા બધી,
શિવોર્મિ, શિવ સ્રોત પાત, શિવદિષ્ટ જીવનનિધિ.

## ૭ જીવતું મોત.

પૃથ્વી.–સખે, ઉર ચયેલ એક યમ વજ્ર-ઘાએ દ્વિધા
કરી, શકલ એકને ફગવતો ન દગ જાય જ્યાં.
રહ્યું શકલ તે ય તે ધ્રુજતું તન્તુ તન્તુ વિશે,
વહે વખત કારમો ચમકમિશ્ર મૂર્છામહીં.
વહે વખતઃ પ્રાક્તન-સ્મરણ-સૂર જાગે, વધે,
ખીલે, ઉર નિમંત્રતા અચુક એક ત્હારાભણી.
તું યે મનુજ બાપડું સહજ ધર્મ પ્રીછન્તું જે,
તણાઈ અહીં તે ચકી સદય આર્ત આવ્યા કરે. ૧૬૭
ભલું તુજ હજો સદા,–દુખસમુદ્રના દ્વીપ હે,
સુશીતલ સુછાય પટ્ટ સજતો જ દુર્વાતણા,
અનેક ઋજુ બંકિમાં વહન ખાસ રેલાવતો,
મ્હને વિરમવા, મ્હને રુઝવવા, મ્હને ઠારવા,
નવા ઉજમથી મ્હને ફરિ વ્હડાવવા યૌવને.

સખે, વિરમ. અન્ધુતા પ્રકટીઁ જે સુછો ફૂટતાં,
ટકો તન ટકે જ્યહાં લગણુ ત્યાં લગી આપણી.
વડીલ મુજ તાહરાં, તુજ વળી થયાં માહરાં,
તથૈવ શિશુ બેયનાં ઉભયનાં રહેજો બની.
વળી હિત વિશેષ મર્ત્ય જગમાંહિ જે જે કંઈ
મળે ક્ષણિક, વા સવાક્ષણિક,–તે હજો તાહરાં !
શું કામ ચમકે, સખે? ફક્ત દાખવું છું ત્હને
પટાન્તર વિમુક્ત, ધર્મ તુજ જેહ જોવા તણો:
સોરઠો–મોત, જીવતું મોત, બેમાં વધુ વસમું કયું,
એ જ્ઞાનાગ્નિજ્યોત ચકી ભલે ઉગર્યાં સખી ! ૧૭૮

## ૮ ઘુતિકણી.

પૃથ્વી–પ્રભો, ગઇ રહી સદા તદપિ વ્યસ્ત બ્રહ્માંડમાં,
રહી ઘુતિકણી વળી વિમલ પડ–ઉડાણમા.
રહી ઘુતિકણી સજે વદન વ્યસ્ત બ્રહ્માડથી,
જુએ મુજ ભણી ઘણી વખત લોચનો માડતી
ઉડે ઘુતિકણી થકી ક્વચિત શબ્દછાયા વળી

ઉઠે વદન સૂર એ અસલરૂપ મામો થયા,
નહીં ફક્ત સ્વપ્નમાં, વિજન માહિ, એકાગ્ર્યમા,
નહીં ફક્ત થાકમા, વિપદમાં, ઉજ્ગ્વાનિમા,
અકારણુ ઉઠે શમે, સ્થલ બધે, દશા સર્વમા,
ભમે મુજ સહે સદા ય, મુજ દેહછાયાસમા.

નથી વદન એ નથી રટણુ એ રહ્યાં સ્થૂલમા,
સહે નયને શ્રોત્રે સ્થૂલ ક્યમ સૂક્ષ્મ હુમવાજ એ ?
સહે, નવ સહે ભલે ઘુતિકણી ઝગો સર્વદા !
બનો વિમલ વિમલ વિમલ નયન શ્રોત્ર ઉર પડ આ. ૧૯૨

# ૧૦૧

## ચોટી.

પદ–

દુનિયા આ છે ફાની, અરેરે ! દુનિયા આ છે ફાની. ધ્રુવ.

નાજુક ચંચળ મધુરી બાળા, હેતપૂતળી રમતી,
ઘરનું સ્મિત, ઉરકેરી લ્હાડક, સદા ય સૌને નમતી,
—અરેરે ! દુ૦ ૨

લાડ વિશે ઉછરી, પણ જન્મી સૂક્ષ્મ જ ભોગી આપે,
વિદ્યાકણથી જ્ઞાન નિર્મળું લણિયું મતિપ્રતાપે,
—અરેરે ! દુ૦ ૪

ફુટડી કાયા, મોહન કીકી, અલ્પ બોલ મૃદુ કેવા !
પરપીડા પેખી પોતાની,—પૂર્વ જન્મના હેવા !
—અરેરે ! દુ૦ ૬

'મ્હાલીને શું ?' 'જીવીને શું ?' 'ભાવિચિન્તવન શાને ?'
'સહન-હસન એકાક્ષર નહિ શું ?' એ જ બોલતી તાને,
—અરેરે ! દુ૦ ૮

પાક વ્હેલું ખરે જ પ્હેલું,—અરરર કુદરત-ધારો !–
હું જેવા અદકચરા કેરો કેમે ના'વે આરો,
—અરેરે ! દુ૦ ૧૦

## દેવી અને યોગિરાજ.

॥ जगतः पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ ॥

આત્મોપમ —ભાઈ,

મ્હારો આશય ત્હમને કયા રૂપમાં કહું એ વિચાર કરતો કરતો ગઇ કાલે હું મધ્યાહ્ન પછી બંગલા પાછળ હીંચકા ઉપર સુતો હતો. કંઇક માથું દુઃખતું હતુ એટલે કપાળે તુલસી સુખડ અને મીઠા લીમડાનો લેપ કરેલો, તે સુકાવા આવ્યો હતો; અને ડીલ ભરાયું હોવાથી ઓઢેલા બનાતદુશાલાને લીધે ઘડી અદઘડીમાં પરસેવો વળશે એમ જણાતું હતું. વિચારમા ને વિચારમાં, નાજુક ડાળિયોને પણ હલાવી ન શકે એવા મન્દ મન્દ પવનથી કુંડના સ્વચ્છ પાણીમાં રેખાઓ ઉપડતી હતી, તેની ઉપર નજર ઠરી રહી, અને એમ હું ઊંઘી ગયો. મગજની એકાગ્ર પ્રવૃત્તિની અસર અશક્ત શરીર પર થઇ. તથાપિ બળવાન ઇચ્છાથી પ્રેરાયેલી એ પ્રવૃત્તિ બન્ધ ન પડી. તેનો વિચિત્ર વિપર્યય થઇ ગયો, અને મ્હને સ્વપ્ન આવ્યું.

જાણે મહાયાત્રાએ નીકળી પડેલો હું ઉપનિષદોમાં અમર રહેલા જનક રાજાના વિદેહપુર આગળ આખા સંઘને વિદાય કરી, નિરન્તર ઉત્તર દિશામાં પ્રયાણ કરતો કરતો હિમાચલનાં અનેક ન્હાનાં શિખરો અને કોતરો વ્હટી

ઉતરી, છેવટ ગૌરીશંકર નામના એ ગિરિરાજના શ્રેષ્ઠ શિખર પાસે આવી પહોંચ્યો. ત્યાં મ્હેં મનુષ્યદેહ ઉતારી પક્ષિરાજ ગરૂડનો સમર્થ દેહ ધારણ કર્યો કે કેમ તે તો કોણ જાણે, પણ હું મનોવેગથી ગગન તરફ ઉડતો ગયો, અને ગૌરીશંકરના એક પછી એક મંડલ નીચે મુકતો ગયો. પહેલું વનસ્પતિ અને પશુપક્ષીનું મંડલ આવ્યું, પછી કાળા ચળકતા પત્થર અને સોનેરી ઘાસના વ્હેડતા ઉતરતા આટા-પાટાવાળું મંડલ આવ્યુ, પછી વર્ષા અને વીકરશીની સાથે ન્હાના મોટા શ્યામ અને ગૌર મેઘો અને ધુમસરાજિઓને ક્રીડા કરાવતા પવન અને તેના મિત્ર મેઘરાજનું મંડલ આવ્યુ પછી ગતિમાન બરફગિરિઓનું અને વચ્ચે વચ્ચે એ ગિરિઓમાથી જ નીકળતાં હોવાથી મૂળ આગળ બરફ કરતા પણ ઠંડા, પણ નીચે મુખ આગળ વીજળીથી દીપી રહેલી શ્વેત અને અતિશય ઉષ્ણ વરાળથી છવાઇ રહેલા, એવા પાણીના અતિસત્વર ધોધનું મંડલ આવ્યું, અને પછી ચારે તરફ ન્હાના ન્હાના બરફ-મિનારોથી કટિ પર્યન્ત સુશોભિત થયેલો, નભ સ્તંભ જેવો, અખંડ, વજ્રમય, હિમનો બનેલો હિમપર્વત વિરાજી રહ્યો ઉડતો ઉડતો કંઈક પળે તેની ટોચપર પહોંચ્યો, તો આ મ્હને ચારે દિશામા દૃષ્ટિસીમાનો સ્પર્શ કરી રહેલા એક વિશાળ મેદાનની મધ્યમા માનસસરના દર્શન થયા એ સરોવરનું પાણી એટલું બધુ નિર્મળ અને પારદર્શક હતું

કે તેમાં છેક અંધારી રાતે નક્ષત્રોનું જ પ્રતિબિંબ પડતું. સૂર્ય કે ચંદ્રની એમાં પોતાનું મુખ નિહાળી જોવાની ઇચ્છા કદાપિ સફળ થતી ન હતી. કારણ કે ઉદયક્ષણમાં જન્મ પામતું જ્યેષ્ઠ કિરણ એની તરફ સંચરતું ત્યારથી તે અસ્ત-ક્ષણમાં જન્મ-પામતું કનિષ્ઠ કિરણ–યમલોકમાં પણ કાલનો રાત દિવસમાં વિભાગ કરવા–એની અંદરથી નીસરી જતું, ત્યાં સુધી આખું સરોવર સૂર્યમય કે ચંદ્રમય બની રહી આકાશના સૂર્યચંદ્રને સહસ્રધા આંજી નાખતું. માત્ર અંધારી રાતે તારાઓની હીરા જેવી ચળકથી એ સરોવરનો અંદરનો ભેદ માલુમ પડતો.

આ પ્રસંગે અમાવાસ્યા જ હશે, કેમ કે સરોવરના પાણી વિશે મ્હેં આવા કંઈ તર્ક કર્યા ન કર્યા એટલામાં તો તેની અંદર ઘણે ઉંડે ઝગઝગ થતા તારાઓથી સ્થળે સ્થળે મંડિત થયેલો એક આલીશાન મહેલ દીઠો. તુરત હું સરોવરમાં પડી કાચબાની માફક સીધો ઉતરવા મંડ્યો, અને પાણી કાપતો કાપતો મ્હારા દષ્ટબ્યને છેક ભોંયતળિયે જઇ પહોંચ્યો. અને ત્યાં જે દરવાજો પ્રથમ જણાયો તેમાં પ્રવેશ કરી, એક વિશાળ બાગ ઓળંગી, વચલા અવાસનાં લાંબા પગથિયાંની સીડી નિ:શંક ચ્હડી જઇ પહેલા પગથિયા પર અને એક બેવડા સ્તમ્ભની ઓથમાં પણ ચારે તરફ નજર નાખી સર્વ જોઇ શકું એવે સ્થળે બેસી ગયો. થોડી વાર તો આ નવી સૃષ્ટિમાં હું દિઙ્મૂઢ

રહ્યો. પણ પછી ધીમે ધીમે દૃષ્ટિ ઠરતી ગઇ અને આસ પાસના પદાર્થો સ્પષ્ટ દેખાતા ગયા મહેલની દિવાલો અને ફરસબન્ધી સ્વચ્છ તેજોમય સળગ આરસની હતી. સ્તમ્ભો તથા બારીબારણા સળગ પોખરાજરંગી હાથી દાતના હતા છત માનસસરના જલની જ હતી અને ઉપસ્કરની સર્વ વસ્તુઓ એકમેકમા અને દિવાલો સ્તમ્ભો તથા છતમા એટલી બધી ભળી જતી કે આખો મહેલ બેશક અનેક સુન્દર અરોનો બનેલો પણ એક જ સૌમ્ય સૌંદર્યપ્રતિમા થઇ રહ્યો હતો જોતા જોતા મ્હને સહજ કલ્પના થઇ આવી કે છતના અને દિવાલો સ્તમ્ભો વગેરેના પદાર્થોમા વસ્તુતાએ બિલકુલ ભેદ ન હતો, પણ આખો મહેલ માનસસરના જ જલમાથી ઉત્પન્ન થયેલા ભિન્ન ભિન્ન સ્ફટિકોનો નિર્માયો હશે

મહેલની અસખ્ય જડ વસ્તુઓ જોતાં હું કોણ જાણે ક્યારે થાકત, પણ ત્યા એકાએક કોમલ પ્રકાશ ફેલાવતી એક મનોહર સ્ત્રી જલદેવીની ગતિથી ચાલી આવી મ્હારી સન્મુખ લટકતા છીપના હીંચકા ઉપર બેઠી તેના હાથમાં એક વૈદૂર્યમણિનું ફલક હતું, જેમાથી હીંચકો ખાતા ખાતા તે મોરપીછના ચન્દ્રક અને ભાત ભાતના પતગિયા વારાફરતી સરજતી ગઇ ચન્દ્રકો એક પછી એક હીંચકા પર અને તેની જેટલામા ગતિ થયા કરતી તે પ્રદેશમા પથરાઇ ગયા, પતગો ફલકમાથી ઉત્પન્ન થતા, હીંચકાના

મન્દાનિલથી કે સ્રજનારીના સુકોમલ ઉચ્છ્વાસથી સજીવન થઇ તેના જૂટા અને ફરફરતા ચોટલાની આસપાસ તોરણો બાંધતા હોય તેમ ઉડવા લાગ્યા. અને તેના શરીરની ને વિશેષે કરીને મુખની કાન્તિ વધતી જ ગઇ. આવો દેખાવ જોનારને આસપાસની દુનિયાનું કે વખતનું કે પોતાની જાતનું પણ ભાન ક્યાંથી રહે! અફ્સોસ કે કેટલીક વારે ચક્રો નિર્માતા બન્ધ પડ્યા છે, પતંગો ઓછા નિર્માતા જાય છે, અને હીંચકો ધીમો પડી ગયો છે, એમ મ્હને લાગ્યા વગર ન રહ્યું. અને સાવધાન થઇ જોઉં છુ તો ફલક તેના ખોળા પરથી સરી પડ્યુ, અને હીંચકો સ્થિર થઇ ગયો. સ્રજનારીના મુખની કાન્તિ પણ સંકોચ પામી માત્ર તેના બે નેત્રમાં જઇને વસી. કંઇક ક્ષણ સુધી એ નેત્રો સામે હું જોઇ રહ્યો ખરો, પણ પછી મ્હારી આંખ ન ઠરી પરતુ મ્હેં નીચું જોયુ, ઉંચુ જોયુ, બીજી તરફ જોયુ, અને છેવટ હારીને આંખો મીંચી દીધી, તો પણ એ નેત્રો મ્હારી દૃષ્ટિ આગળથી ન ખસ્યાં એ ઝગઝગતા નેત્રોમા જણાતા ચિન્તનના ગામ્ભીર્યથી હું હેરત થયો, તેમા પ્રકટ થતી વેદનાની તીવ્રતાથી હું દીન થઇ ગયો.

આમ ને આમ કેટલી ઘડી ગઇ તે હું જાણતો નથી. પણ એની સામે ટગર ટગર જોતો-પગથિયાં ઉપર અને સ્તમ્ભમાં જડાઇને જ જેવો-હું બેઠો હતો, ત્યાં અગાધ

જલમાં ડુબકી મારનાર પાછો નીકળે તે પહેલાં જલ હાલવા માંડે છે, તેવો કંઈક ફેરફાર એના શરીરમાં થતો મ્હને જણાયો. નખથી કેશ સુધી એનું આખું શરીર સ્હેજ કંપ્યું, નેત્ર ફરકયાં, અને પછી એ સિંહાસન ઉપર ઉદ્વેગને પદચ્યુત કરી ક્રોધાગ્નિ ચ્હડી આવ્યો. ચોટલાનો દરેક વાળ અક્કડ થઇ ગયો, પતંગો ખસી જવા લાગ્યા, અને કંઈ ક્રૂર સંકલ્પના આવેશમાં સ્રજનારીએ એક ચન્દ્રકને પગના અંગૂઠા નીચે અને એક પતંગને હાથની આંગળિયો વચ્ચે દબાવ્યો. પરંતુ ત્યાં તો તુરત માનસસરની છતમાંથી એક યોગિરાજ ઉતરી આવ્યો, અને તેણે સ્રજનારીને પગે પડી કોમલ આગ્રહથી ચંદ્રકને તથા પતંગને ઉગાર્યાં, અને–

'ક્ષમા, ચંડિ, ગમે તેવી તોપણ એ આપણી સન્તતિ,", કહી સ્નેહ અને વિનયથી હીંચકા આગળ ઉભો રહ્યો. દરમયાન સ્રજનારીના મુખ ઉપર અનેક લાગણીઓની ભરતી ઓટ થઇ ગઇ હતી. પણ યોગિરાજના અવાજના પરિચિત માર્દવથી તેનું સહસા સાંત્વન થયું. અને નિરાશા–તોફાનની છેલ્લી વીજળીના ચમકાર જેવા–કે પછી કેવળ વક્રતાના–સ્મિત સાથે તે બોલી:–

'કેટલું બધું દાક્ષિણ્ય! પણ આ તુચ્છ જીવોને પોતાના કહેતાં આપની અનુપમ સન્તતિને લાંછન લાગશે તેનો કંઇ વિચાર કર્યો?"

બોલતાં બોલતાં તેની હાસ્યબાણ મારવાની ઇચ્છા પ્રદીપ્ત

થઇ. અને યોગિરાજ ઉત્તર આપે તે પહેલાં એ વળી બોલી ઉઠી:

"કે ત્હમારું વાત્સલ્ય પણ મ્હારા જેવું જ? સૃષ્ટિઓ રચાતી હોય તે દરમિયાન તેમાં તન્મયતા, રચાઇ રહી કે તે તરફ વિરક્તિ; અને કવચિત્ એવું પણ બને કે મ્હારી માફક રચાઇ રહેતાં જ તેની ક્રોધાગ્નિને આહુતિ અપાય! માની જાવ છો જેવું હોય તેવું!"

—અને એમ કહેતાંની સાથે પોતાના ભાથામાંનાં ગાજ-વીજ બધાં ખપી જતાં વાદળી ગમ્ભીર આકાશને કેવલ અધીન થઇ જાય, તેમ સર્જનારી હીંડોળેથી ઉભી થઇ, અને એક હાથ યોગિરાજને ખભે મુકી બીજો હાથ તેના લાંબા સુખરોમ ઉપર ફેરવવા લાગી.

યોગિરાજના મુખથી શબ્દ નહીં પણ સ્નેહપર્યાપ્તિના પ્રફુલ્લ ઉચ્ચારનું એક જ ચુમ્બન સર્જનારીના સીમન્ત પર સર્યું; અને બંને હીંડોળે બેઠાં.

થોડી વાર પછી યોગિરાજ બોલ્યા:

"દેવિ, મ્હને માફ કરઃ યુગોના અનાદરની ક્ષમા કર. ના, હું કહું છું તે યોગ્ય જ છે. અથવા, આજ સુધી આપણે બંને ભ્રમમાં હતાં. અને દેવિ, હું ખરે જ કહું છું કે ત્હારા કરતાં મ્હારો ભ્રમ વિશેષ હતો. ત્હારા જેવા ઉગ્ર વિષાદ અને હૃદયમન્થનનો અનુભવ મ્હને ક્યારે થયો છે જે? અને એ નથી થયો તે શું હું મ્હારા દરેક સર્જનથી

પૂરેપૂરો સન્તોષ પામતો હતો ? નહીં જ પણ આપણે બને હું મ્હારા અને તું ત્હારા સર્ગવિધાનમાં એમ મચ્યા રહ્યા, અને આપણા સ્નેહને–શું જીવનથી કે શું સર્ગવિધાનથી–અલગ રાખ્યો, તેનું બીજુ શું પરિણામ આવે ! સૃષ્ટિઓ રચતા રચતા યુગો વહી ગયા, આપણા અનન્ત જીવનના કેટલા કલ્પો ચાલ્યા ગયા, કેટલી સૃષ્ટિઓનો ત્હેં કટાક્ષમા કહ્યુ તેમ પ્રલય પણ થયો, અને એ જીવનખડો પ્રાયશ્ચિત્તના પાવકમા ભસ્મ થઇ ગયા, પરન્તુ સૌંદર્યનિર્માણનુ કે પરમ જીવનનું આન્તર રહસ્ય તો આજે જ ખ્યાલમા આવે છે ખાતરી કરી જોઇશું, દેવી ?"

ઉત્તરમા દેવીએ યોગિરાજને ક્ષણભર પોતાની લતાહૃદયમા બન્દી રાખ્યો અને યોગિરાજે ઉંચુ જોતાં માનસસરમાથી મોટા મોટા મોતીઓ ખરતા ગયાં અને થોડી વારમા તેનો કટિ પર્યન્ત ઉંચો ઢગ રચાઇ રહ્યો તેની પાસે બને ઘુટણભર બેઠા, અને વર્ષાઋતુની ભીની રેતીના ઢગલાઓમાથી બાળકો દિલપસદ ઘાટ રચે છે, તેટલી જ ઝડપથી આ નવુ વિધાન ચાલવા માડ્યુ મ્હારો આત્મા આખની કીકીઓમા આવીને બેઠો, અને મ્હને અનેક સૂક્ષ્મ લક્ષણોથી લાગ્યુ કે મ્હારી માયક મહેલ અને બગીચાના સર્વ જડચેતન નિવાસીઓમાં, તેમ મહેલની આસ પાસ આવી રહેલા તારાગણોમા એ સર્ગ જોતાં ઉત્તરોત્તર અદ્ભુત આનન્દની ઉર્મિઓ સ્ફુરતી ગઇ જેમ જેમ તેમનો

વિચાર સાકાર થતો ગયો, તેમ તેમ દરેક અંશ આગલા અંશો કરતાં મ્હડિયાતો થતો ગયો, અને તે છતાં એ સર્વ અંશોની શોભા વધારતો ગયો. તેઓ શું સજવા ઇચ્છે છે એ તો તુરત માલુમ પડ્યું. મોતીનો ઢગલો ઓછો થતો ગયો તેમ તેની અન્દરથી યોગિરાજ અને સજનારીની પરસ્પર વિરુદ્ધ નહીં તોપણ વિજાતીય સુન્દરતાના સંસૃષ્ટ આધેય રૂપ એક પ્રતિમા ઉત્પન્ન થતી ગઇ. અને આશ્ચર્યની વાત એ હતી કે જે બાજુનું વિધાન મુખ્યત્વે સજનારી કરતી હતી તે યોગિરાજમય અને જેનું યોગિરાજ કરતો હતો તે સજનારીમય બનતી ગઇ.

* * * *

અને હવે પ્રતિમાવિધાન લગભગ પુરું થઇ ગયું. સજનારી ઉઠીને હીંચકે બેઠી. અને યોગિરાજ પણ એક મોતીની બંને ભમરો રચી બાકી રહેલાં બે મોતી હાથમાં રમાડતો ઉઠ્યો, અને આડી આંખે પ્રતિમા તરફ-કે સજનારી તરફ-જોતો જોતો હીંચકા પાસે આવ્યો. સજનારી જાણે તેને જોતી જ ન હોય અને પ્રતિમાના વિચારમાં જ નિમગ્ન હોય એમ બોલીઃ "અને હવે આ અર્ધનારીશ્વરને સજીવન કરવા."

"અરે અધીરી!" કહી યોગિરાજે તેના ચિબુકને સ્પર્શ કરી મુખ ઉચું કર્યું. "હજી તો એના નેત્રમાં કીકીઓ મુકવાની છે. પણ એ બધુ તો"–

સજનારીના મુખ ઉપર સ્મિત ફરકતું હતું તેના આકર્ષણથી યોગિરાજનું વાકય અધૂરું રહ્યું. અને એ નીચો વળીને–

પણ આ શું? મ્હારા ગળા પર આ કોના હાથનો ભાર પડ્યો છે, અને આ મ્હારા પર વાંકી વળીને કોણ–દેવી–ચુમ્બન કરવા–આવી છે. "ત્હમારા મ્હોં પર તડકો આવતો હતો, એટલે મ્હારા મનમાં કે આ ડાળિયો ઉંચી નીચી કરું, ને ઊંઘો છો ત્યાં–એટલામાં તો જરા હાથ અડકયો અને જાગી ગયા" મ્હેં એને મ્હારી પાસે લઇ એનો જ મનોરથ સફલ કરવા કર્યું. પણ એ તો ઉલટી ખસી ગઇ, અને બગલા જેવી ઉંચી ડોક કરી બંને હાથે ડાળિયોને સમી કરવા મંડી પડી. દશ પંદર ડાળિયોને આમતેમ ખેંચવા જતાં એક કુમળી ડાળ ભાગી ગઇ, એટલે એણે બધી જ તરછોડી મુકી, અને બોલી કે, "આ તો કંઇ ઠીક નથી થતું, ચાલો ને ઘરમાં!" "આપણી ક્યાં ના છે જે?"–કહેતો હું બેઠો થયો, ને કોઇ કોઇ માણસની વિચિત્ર આડાઇનો વિચાર કરવા લાગ્યો.

જન્મારામાં ફરી કોઇ વાર એવા નહીં પામુ એવી યોગિ-રાજની અર્ધનારીશ્વરની નેત્રરચના અને તેની સજીવન ક્રિયા જોવાની તો મ્હારી રહી, અને મિજાજ તો આનો ગયો. કંઈ વાત! પણ પાછી બાજી ફરી ગઇ. દેવીમાં બીજા ગમે તે દોષ હોય પણ તેની નજર તો પ્રથમથી સૂક્ષ્મ અને ચંચલ છે. હું બેઠો થયો એટ-લામાં જ હુ માંદો છુ તેનું એને સહસા દર્શન-સ્મરણ-થયું, અને એ મ્હારી કને આવીને બેઠી. બેઠેલુ ખસેડી કાળજાની નાડી જોવાઇ, પગનાં તળિયાં તપાસાયાં, માથાંની ખબર પૂછાઇ, અને ધીમે રહીને સવાલ થયો, કે "સુદર્શન લેશો?" "આપો", હું આળસ મરડી ઉઠ્યો; અને આંખોમાં ઘેન બતાવતો તથા દાવકે અવાજે બોલ્યો. "પણ મ્હારો હાથ ઝાલજો, નહીં તો આ છીપના સ્તમ્ભોમાં ને પોખરાજના હીંચકાઓમાં ને પાણીની દિવા-લોમાં હું અફળાઇ પડીશ." "જાઓ જાઓ! માદા હઇએ ત્યારે તો કઇ બોલતા વિચાર રાખિયે? પોતાને તો મજાક, ને બીજાના મનમાં કઇ કઇ થઇ જાય"

"સ્વપ્નમાં દીઠું હોય તે મજાક કહેવાતી હશે?" "હે! ત્યારે તો અમને કહો. ના, અમારે સાભળવુ છે એવું એવું અમને કહ્યા વગર ચાલે?" વગેરે, વગેરે, વગેરે.

જમી પરવારીને રાત્રે સવિસ્તર કહી સભળાવ્યુ. એક માત્ર ચુમ્બનની ક્ષુદ્ર લાલચમાં અમને જે અત્યંત તુક-

સાન કર્યું હતું તેને માટે ઘટતો ઠપકો પણ દીધો. પણ તેનો તો જવાબ રોકડો મળ્યો. "અમે શું જાણીએ કે પોતે સ્વપ્નલોકમાં વિરાજે છે? એવું એવું જોવામાં એકલ-પેટા થઈને અમને સાથે ન લઈ જાય તે એસ્તો!" અને આવી રમ્ય લવરી કરતાં કરતાં અમે ઊંઘી ગયાં.

હાલ એ જ વિ. આપના તરફ પણ કંઈ સ્વપ્ન કે જાગ્રત અવસ્થાના વિચાર વ્યવસાય ચાલ્યા હોય તો તે દસ્તુર મુજબ જણાવવા કૃપા કરશો.

વિ. સ્નેહી —

# ટિપ્પણ.

જોડણી.

વ્હૈ જૈ-આવી જોડણી શુદ્ધ કે અશુદ્ધ એ જુદો સવાલ છે, શુદ્ધ હોય તો પણ અતિ વિચિત્ર છે, અને ગદ્યમા એવી જોડણી કરતો નથી પણ આપણે સાધારણ રીતે જે ચીપ્યા વગર બોલીએ છીએ તે પ્રમાણે-કઇ કઇ ગઇ જઇ થઇ દઇ લઇ લ્હઇ વઇ વ્હઇ સ્હઇ હઇ-એ માત્રાના ગણવામા તેમ ઉચ્ચારણ ક્રિયાના એક એક એકમ (યુનિટ unit) ગણવામા જરા વાધો જણાતો નથી આ જો ખરુ હોય તો આપણી ગુજરાતી ભાષામા એવા કોઇ શબ્દ કે શબ્દખડને અક્ષરમેળ વૃત્તમા એક ગુરુનું સ્થાન આપવામા પણ વાધો નથી અને સવાલ માત્ર એ રહ્યો કે એવા કોઇ શબ્દ કે શબ્દખડને એક ગુરુ ગણેલો હોય ત્યારે તેને લખવો શી રીતે ચાલતી જોડણી પ્રમાણે વ્હઇ કઇ એમ લખતા તો તે અક્ષરમેળ વૃત્તમા એક ગુરુ ગણાશે જ નહી, માટે નવુ ચિહ્ન યોજીને -કઇ-એવી કોઇ રીતે લખવુ પડે, અથવા તો મ્હારી રીતે લખવુ પડે અને નવુ ચિહ્ન યોજવાના કરતા મ્હારી રીત જ ઓછી વિચિત્ર છે

કબ્જું, શક્રુ-અનુસ્વારવાળો અન્ત્ય ઉકાર ગુરુ જ ગણ્યો છે, લઘુ લેવાનો હોય ત્યાં ત્યાં બધે ᴗ આ લઘુચિહ્ન મુકવું જોઇએ, પણ તે જ્યાં આવશ્યક લાગ્યું ત્યાં જ મુકેલું છે

ત્ર ત્ર દ્ર પ્ર સ્ર એવા સંયુક્તાક્ષરને લીધે આગનો લઘુ સ્વર ગુજરાતી પદ્યમાં પરાણે જ લઘુ બોલી શકાય એમ નથી, ગુજરાતી શબ્દો અને શબ્દખંડોમાં અ ય અ ઘણી વાર અછડતો જ બોલાય છે, એટલે એના પછી રપ ન્ય જેવા જોડાક્ષર આવે તો યે એ અ પરાણે જ લઘુ બોલી શકાય એમ નથી, કેટલીક વાર એ નિયમને માન આપવા પરાણે પ્રયત્ન કરીએ છીએ ત્યારે જ એ નિયમ પ્રમાણેનું ઉચ્ચારણ થઇ શકે છે, ટુંકામાં, જોડાક્ષર આગગનો લઘુ સ્વર તે પદ્યમાં ગુરુ એ સંસ્કૃત છન્દ શાસ્ત્રનો જાણીતો નિયમ ગુજરાતી પદ્યમાં સર્વત્ર લાગુ પાડવાનો નથી. આવા દાખલાઓમાં ᴗ — આ ચિન્હો બધે સ્થલે મુકેલા નથી, વાચનાર મેળે યથાયોગ્ય નહીં વાંચે અને પંક્તિનો ઘાણ વાળશે એમ લાગ્યું ત્યાં જ મુકેલા છે, કેમકે એ ચિન્હો ઘણાં થતાં આંખને કંટાળો આપે છે.

આ કારણને લીધે અને વળી આપણી રૂઢ જોડણીના કરતાં આપણા રૂઢ ઉચ્ચારણમાં વિકલ્પો ઘણા વધારે છે એ હકીકત ધ્યાનમાં લઇને ચાલતી જોડણીના લઘુ ગુરુ ઇ ઉ કોઇ કોઇ ઠેકાણે લઘુ પદ્ય જેવું ઉચ્ચારણ માગી લે તેવા ઇ ઉ લખેલા છે, દુખ, દુ ખ, એમ એક જ શબ્દ બે રીતે

લખવામાં વાંધો ગણ્યો નથી: વગેરે વગેરે જે કંઇ છૂટ લીધેલી છે તે સરવાળે બહુ ઓછી જણાશે એવી આશા છે. પદલેખનમાં જોડણીની શુદ્ધિ અને એકાકારતા (કન્સિસ્ટન્સી consistency) જાળવવાના કરતાં તે તે ઠેકાણે ઇષ્ટ ઉચ્ચારણની સુગમતા કરી આપવાની જરૂર જ વિશેષ છે.

અર્પણ.

૪–૫ किमपि द्रव्य, समानधर्मा એ મહાકવિ ભવભૂતિનાં વચનો સુપ્રસિદ્ધ છે.

અધિ રક્ત, મ્હારા તરફ સ્નેહનો પક્ષપાત ધરનારા; મ્હારી કૃતિઓના ગુણદોષ પક્ષપાતની દૃષ્ટિએ જોનારા

૬ દેશકાલ, દેશ કાળ વગેરે આખી પરિસ્થિતિ

૭–૧૪ સંગ્રહનું નામ ભણકાર રાખ્યું છે તે આ અર્થમાં. વડા સહોદર, ખરા સ્વજન, શરીરના સગા કરતાં આવા માનસિક સગા વિશેષ છે.

૧૧ મનને, મનનમાં

૧૨–૧૩ ક્ષુબ્ધ મલિન છાછર જલમાંના પ્રતિબિમ્બ તે એવાસ્તો બિમ્બ પ્રતિબિમ્બ એટલે અહીં આકૃતિ નહીં, ધ્વનિ. પ્રસન્નબિમ્બ, જેના બિમ્બ મુકાબલે કંઇ સારા ઉઠ્યા એવા. મૂલ સૂર એ તો જુદી જ અનિર્વચનીય વસ્તુ છે, આ તો તેના માત્ર પ્રતિધ્વનિ, અને તે ય જેવા ઝીલી શક્યો તેવા

ભણકારા.

આ, અદૃષ્ટિ દર્શન અને કવિની સ્નેહતૃષ્ણા ઈ૰ સ૰ ૧૮૯૩ કે તે પહેલા લખાયેલા, એ પહેલાની એકે પદ્યકૃતિ રાખી નથી.

૧ ઊભાં, બને તટના.

૩ વારિ–રૈવાજી અને રૈવાજીના પાણી માટે ભરૂચીઓ ઘણું ખરું બહુવચન વાપરે છે

૫–૮– ચંદ્રિકા ઉંચે, આછી આછી વાદળીઓનું જાળી-વાળુ વસ્ત્ર તે કુસુમ વસન, ફુલની ચાદર, ચંદ્રિકા અને નીચેના જગતની વચ્ચે, ઊંઘતું જગત પોતાની કાન્તિ પૂરેપૂરી જુએ તો રખે જાગી જાય, માટે જ જાણે ચંદ્રિ-કાએ આ ફુલની ચાદર પહેરેલી. નદી, તટદ્રુમસ, આ ફુલની ચાદર, અને વચમા રહેલી આછી કુસુમવસનના સુન્દર ઝુરખામાંથી નીચે ઉતરી શકી તેટલી ચંદ્રિકાદ્યુતિ, એ બધુ મળીને બનેલુ બીડેલુ કમલ તેમા વાયુ મૃદુપદે ડોલે છે, લોટ છે સૌંદર્યઘેલો બધાઇ રહેવામા જ મગ્ન છે કમલમા અલિ બધાઇ રહે તેમ

૯–૧૪ કવિ પણ આ અનિ કે વાયુ જેવો જ, અને આ સ્થિતિમા કવિહૃદયમાં કઇ ઓર ભણકારા અર્ધ સ્ફુટ સ્ફુરે છે–કેવા છાના, કેવા વિમલ, કેવા મીઠા, કેવા આર્દ્ર! એ ભણકારા ક્યાંથી ? શા ? આત્માના ઉંડાણોથી ઉપર ફુટી આવતા ઝરણો, પ્રકૃતિનાં ગૂઢ સ્ફુરણો, કે વ્યોમની

ભવ્યતાઓમાંથી નીચે ઉતરી આવતા ઈશ્વરપ્રસાદ"

**બીન**–કવિતાદેવીનુ વાદ્ય રાજાના ચિત્રમાં જેમ માથે મુકુટનો કે જમણા હાથમા રાજ્યદડનો આકાર અવશ્ય જોઇએ, તેમ કવિના ચિત્રમા કવિતા દેવીની સદા તરીકે તેનુ વાદ્ય જોઇએ

**ફેન**, **પીણુ** **રજત**, **રૂપુ** આકાશગગાની રૂપેરી રજ

**સેહેની**, આ અમારુ કુળ નામ છે **ખેતી પ્રકટ** થઇ ત્યા સુધી પદ્યકૃતિઓ તળે સહીને ઠેકાણે આ સદા મુકતો

**વીણાહૃદય**.

**પરણ**, **પર્ણ** દીસે દિવસે કવિહૃદયમા ગર્વ હોય છે તે પણ આ કડીમાં સ્પષ્ટ છે

**કવિની સ્નેહતૃષ્ણા**

૨ પ્રાણીમાત્રના શિરોમણિ માનવી જેવાં જ દેખાય, જરા ખોડ ન મળે પણ કા તો એમનામા સ્નેહ નથી ? કવિમા કઇ વિલક્ષણતા છે કવિને સન્તોષ થાય એવુ સ્નેહી તેને મળતુ જ નથી તે ફરી ફરીને નિરાશ થાય છે, અને તોપણ તેની તૃષા એવી છે કે શુ કરે ફરી ફરીને પીવા દોડે છે

૮ કમળાવાળો બધે પીળુ જુએ તેમ કવિસ્નેહી સામાને પણ સ્નેહી દેખે છે અને પછી નિરાશ તો થાય છે, ત્યારે એવુ દુ ખ કેવુ ?–ઉન્માદમા નિર્જીવને સજીવ ગણી લે તેને ભાન આવતાં જેવુ દુ ખ થાય તેવુ જિગરને ઉથલાવી નાખે તેવુ

વીણાહૃદયની ટીકામાં જે હુંપદ કહ્યું તે આમાં પણ છે. હુંપદ અને ઉત્કટતા કિશોરાવસ્થાના જુસ્સાઓમાં સહજ છે. સાથે કવિ તે બસ આવો, સૌંદર્ય ભાવનાનો અધિકારી, તેના હક્ક આવા, તે આમ જ વર્તી શકે, વગેરે વગેરે અસ્ફુટ પણ આચરણમાં અનેક પ્રકારે મુકાતી ધુન બાયરન (Byron) અને શેલિ (Shelley) જેવાની કવિતાના અર્ધદગ્ધ જ્ઞાનથી આપણી કૉલેજોમાં ભણતા ઘણાને ભરાય છે, અને વત્તાઓછા સમય સુધી તેમને લીલાં પીળાં દેખાડે છે.

**કવિનું એકાન્ત.**

એતી, આરોહણ, આ, અને પ્રાર્થના (પ્રેમનો દિવસ, ખંડ ૮) છપ્પનિયાના ચાતુર્માસમાં લખાયાં. ૯ મને, મનથી.

૧૦ દેવિ, ખરા ગાનની હે દેવિ, આ લોકો આ તુચ્છ વસ્તુને ગાન કહેતાં જાણતા પણ નથી કે ત્હારી ઘોર અવમાનના થાય છે,–એમને ક્ષમા કર. કવિતામાધુર્ય સંગીતના માધુર્યના કરતાં એટલું તો ઉંચું છે કે એની સરખામણી જ ન થઇ શકે! ખરી રીતે કવિતામાધુર્ય જ ગાન છે; પણ જેઓને એનું ભાન જ નથી, તેઓ સંગીત –તુચ્છ સંગીત–ને ગાનનું નામ આપવાની ધૃષ્ટતા કરી અજાણતાં જ ત્હારું અપમાન કરે છે. ૧૪ વિધુ, ચન્દ્ર.

**કવિનું કર્તવ્ય.**

ઈ. સ. ૧૮૯૪ પહેલાં લખાયું.

૨ આત્મ, પોતાના. ૪ **નિજાત્મા**, નિજ આત્મા.

૬ **લોલકું**, લોલક આ દષ્ટિએ કેટલું તુચ્છ છે તે દર્શાવવા લોલકુ કહ્યુ છે. ૮ જ, બધા જ.

૧૦ **શ્વસન**, પૃથ્વીના પ્રાણ નિયમિત ચક્રગતિમાં ફરે છે, અને અનુક્રમે વસન્તાદિ ઋતુઓનું રૂપ ધારણ કરે છે; એ રૂપ વધારે સ્થૂલ વનસ્પતિસૃષ્ટિ પણ અનુક્રમે ધારણ કરે છે ચક્રગતિમાં ફરતા શ્વસનની બસી બની રહે છે; તેમ તુ પણ

૧૧ **સરખાં**, સમરેખ સરખાવો, મરાવી હુરેલ.

૧૨ **નિમ્ન**, નીચુ, વિનત, વિનમ્ર (humble). **ઓઘ**, પ્રવાહ.

૧૬ **કરણ**, જ્ઞાનેંદ્રિયો. ૧૭ **આકીન**, શ્રદ્ધાઓ, ધર્મો.

૧૮ **વિપર્ષે**, બાહ્યાકાર, નામ, રૂપ, આચાર, આદિમા

૧૯ કલ્પના રૂપ પ્રાણ ત્હારી કલ્પના જે ત્હારો પ્રાણ છે તે ૨૪ **ફુલક**, થર (layer).

૨૬ **તરગ-લય**, તરગો અને લયો, ગતિઓ અને વિરામો, સમતોલ સવાદી ગતિઓ અને સ્થિતિઓ

૨૭ **સર્ગ**, ત્હારો સર્ગ, ત્હારી કૃતિ.

૨૮ **ક્ષણે**, ક્ષણ્ એ, એક ક્ષણ પણ

**આત્મબોધ.**

સુદર્શન માસિકમાં ઇ. સ ૧૯૦૦મા પ્રથમ પ્રકટ થયું. પૃથ્વીની ચાલનું પદ. આ, ગજલ, અજની ગીત, અષ્ટપદી

વગેરે જે લુજ પદો અર્થાત્ ગેય કૃતિઓ આ સંગ્રહમાં છે, તે જુદી જુદી લઢણે ગાઇ શકાય એવી હોવાથી તેમાં લઘુ ગુરુ દર્શક ⌣ – ચિન્હો મુકેલાં નથી.

૪ **ધરની**, અને આગળ **ત્યજની**, ધર ને, ત્યજ ને; આવા પ્રયોગોમાં ભરુચ સુરતમાં ને નો ની બોલાય છે, જે ઘણું ખરું લઘુ બોલાય છે; તથા જે શબ્દ જોડે તે આવે છે તેના અંત્ય કે ઉપાંત્ય સ્વરે ભાર–થડક (સ્ટ્રેસ–ઍક્સન્ટ) પડે છે.

૭ **વમળ**, આંતર તોફાનનાં; જુની પ્રકૃતિ ફેરવી નવી ઉપજાવવા જતાં દરેકને અનુભવવાં પડે છે તે. **વામ**, તરી ઉતર.

૧૨ **મામ**, દુર્પદ, અહંકારનો મદ. ૧૩ **વિતથ**, ખોટી.

૧૫ **સતતજ્યોતિ**, કર્તવ્ય ખરેખર દીઠું હોય તે માણસ મુશ્કેલીઓનાં આવાં વધારી વધારીને દર્શન કરી કરીને પાછો હઠે ખરો કે?

## એક તોડેલી ડાળ.

ઇ. સ. ૧૮૯૩ ના જ્ઞાનદર્શનમાં **પછી વૃધ્ધો ભેગા** ત્યાંથી માંડીને પ્રકટ થયું હતું. પહેલા સર્ગમાંના વિષયોમાંનો પહેલો વિષય માત્ર છે. પ્રકટ કરતાં સ્વ. અનુપરામ મીઠાલાલ દીનબન્ધુએ જે નામ આપેલું તેજ કાયમ રાખ્યું છે.

૪ **જ્યોત્સ્ના**, પ્રકાશ. ૫ **સજ**, સજ્જ.

૭ **સુની**, સુણતાં; એ પ્રમાણે આગળ પણ.

૮ જૌહર, કેસરિયા કરવાનો ડંકો.
૧૬ સમર મિચ, રણક્ષેત્રમાં, રણ દરમિયાન.
૧૯ ભાલ અને કંઠ તેજી ઘોડીના
૨૩ આ એક જુવાન નહીં, આખા પ્રદેશના બધા જ જુવાનો એટલી જ ત્વરાથી ચાલી ગયા
૨૭ દુર્ગે, કિલ્લા નહીં, કિલ્લા પછીની જ લીટીમા આવે છે
૨૮ અધર જીવ, અદ્ધર જીવની સ્થિતિ
૩૭ તાર્યું, તારેલું હતુ ૩૮–તે મહાત્માઓના.
૪૦ નિજ આશ્વાસન

અગાસી ઉપર.

ઇ. સ ૧૮૯૭-૮ મા લખેલું મગલાનાપ પૂરો છે.
૨ સાથે લઇ અગાસી ન્હહુ સુન્દરી, એ નામનુ વાદ્ય, પણ જરા સજીવધર્મારોપની છાટ છે. અનિલ અને નિશાશાન્તિને પણ યુગ્મ જેના ગણ્યા છે
૫ ગુણ, તાર સજુ, ગુણ ખીલવુ, બને.
૧૩ મર્મરે, પવનના અવાજ ઉપરથી સુસવાટ, ખડખડ જેવા અનેક નકલી શબ્દો અનેક ભાષાઓમા થયેલા છે સરખાવો ઇ rustle, સ तालीवनमर्मरेषु (रघुवंश)
૧૫ કલ્લોલ, કલ્લોલ નીડ, માળો ૨૦ મેદની, દદ
૨૬ સહકારકુંજ, આમાવાડીઓ ૨૭ પલાશ, ખાખરા.
૨૯ કુન્તલ, વાળ. ૩૦ આવી, આ પ્રકારની છબીઓ આવીને એમ અર્થ નથી. ૩૬ કિરણ કિરે, ફેંકે, વિખેરે.

## અર્પણ.

ઇ. સ. ૧૯૧૩ માં એક બીજનું અદ્ભુત દર્શન થતાં તેના વર્ણનરૂપે લખાયું અને તેથી આમાં એ વર્ણન, અને તે વખતે તુરત જ પુરા થયેલ પ્રેમના દિવસનું અર્પણ, એ બે વિષયો છે, જેમાંનો બીજો પ્રધાન છે.

૨ લખાતાં લખાતાં જ ઘણાખરા ખંડો વાંચ્યા.

૯ આવા અર્ધસ્ફુટ સૂચનોના કાવ્યમાં એક કરતા વધારે વિષયો હોય તે એકબીજાને પોષે, અને એ અન્યોન્ય પોષણનું લાલિત્ય સૂચનોની અર્ધસ્ફુટતામાં જ, એટલે કૃતિની દરેક રેખા વિવક્ષિત બધા વિષયોને એકસરખી લાગુ પાડવા જતાં અનર્થ જ થાય. જરા યુક્તિથી કે દૂરાન્વય વડે (વાક્યને જરા મચડીને કે શબ્દોને જરા તાણીને) કે ઉક્ત અર્થમાં કઇંક વધઘટથી દરેક રેખા સૌ વિષયોને લાગુ તો પાડી શકાય, પણ એમ કરવા જતાં કૃતિની મુગ્ધતા ઉડી જવાની. આમાં સંધ્યા અને દેવીની અન્યોન્ય ઉપમાનોપમેયતા છે, અને તેમાંથી કઇંક ફલિત થતી તો કઇંક તેને પોષતી કવિ અને રવિની અન્યોન્ય ઉપમાનોપમેયતા છે, વળી આ મુખ્ય ઉપમાનોપમેય યુગલમાંથી બીજા પણ એવાં કે વધારે અસ્ફુટ ઉપમાનોપમેય ફુટે છે.

૧૪ પર્હીં, પેલી વાદળીમાં.

૧૫ પ્રેમ કાવ્ય, પ્રેમનો દિવસ એ કાવ્ય, પ્રેમ જેનો વિષય છે એ કાવ્ય. એ કાવ્યના સુરને પણ વહેતા મુકું છું

૧૬-૨૨ એ કાવ્યના સુરોને, એ કાવ્યના ખોડોને કહ્યુ છે.

૧૭ **તાત**, કવિ, ત્હમને પદ્મસધના દેહમા બાધી ત્હમારુ વ્યક્તિત્વ સ્રજનાર, સધ્યાની વાદળીઓ આ સર્વ હિનના ઢગલા લીલાવલિએ સાધતી ફુલના ઢગલાઓ જેવી શાત ઘેરા તેજોમય રગોમા ખીલી રહેલી છે, તેમના વ્યક્તિત્વનો તાત કોણ? રવિ, અદષ્ટદિપ, અદશ્ય ભાગે રહેલો, તથાપિ વચન અતિમ, ત્હમને સ્વતત્ર કરતા ત્હમને છેલ્લી આજ્ઞા કરુ છુ

૨૨ **ઈંદુલેખા**, પ્રધાન અર્થ પક્ષે માતનેખા વર્ણન પક્ષે બીજની શશિલેખાવાળી સધ્યા, તેની જ આ રેખાઓ છે, આ સર્વ ગુણો તેના જ છે, રવિના નહીં અને વળી આ પક્તિને એકલી લેતા, જુઓ જુઓ પેલી બીજ દેખાય! એ અર્થ પણ છે ઉપર ૩ જી લીટીમા સમર્પણ થતું એમ છે. આ કાવ્ય ખડોમા જે કઈ ગુણ ભાસે છે વા છે તે, દેવિ, ત્હને જ આભારી છે, તો ત્હારુ ત્હને જ આપવુ ઘટે લખાતું જ વાંચ્યું, અર્પણ કરવાનું આ કારણ તો માન સ્થૂન કારણ છે

૧૯-૨૦ **શકી બાંધી સુનિશ્ચય**, ત્હમારા ગુણ જોતા પ્રથમ તો શકા ઉત્પન્ન થાય, અને જેમ જેમ એ ગુણો વિશેષ જોવામા આવે તેમ તેમ શકા વધી જઈ કાયમનો નિશ્ચય બધાય, કે ના આ ગુણો છ૦.

**પ્રેમની ઉષા.**

૪ નમી જઇ નીચો; ૬ ફરજાઇ ઉચ્ચા નાયિકા આરસા સામે ઉભી ઉભી ચાદલો કરે છે, દ્વાર તરફ તેની પીઠ છે આરસામાં પોતાનું પ્રતિબિંબ દેખાઇ ન જાય માટે નાયક ઇ

આ ચિત્ર પ્રેમના દિવસનું નથી પ્રેમની નિશાનું નથી, પ્રેમની ઉષાનું છે, એમ કહેવાનું શુ તાત્પર્ય? આ કિશો રકિશોરીને એકબીજાના આકર્ષણમાં દિવસ ચાલે છે કે રાત તેનુ ભાન રહેતું નથી, એ અર્થ તો જાણે છેજ, પણ એ ઉપરાત બીજો કઇ આશય છે ખરો?

**અદૃષ્ટિ દર્શન.**

૨ લલિત, અકૃત્રિમ મુગ્ધ હિલચાલો અને તેમનું કુદરતી લાવણ્ય

અહિંયે સાભરી આવતાં પણ ૩ પરોવાઇ ગયેલો

૫ ચૂમી તે જ સલામ ૬ નીકળતી વખતે અમગળ ન થાય તે માટે

**નાયિકાની છેલ્લી સલામ.**

૪ પ્રેમ વગરનો માટે માત્ર સખે મ્હારા લાયક હો, દૈવ મ્હને એ આપે છે માટે મ્હારા લાયકતુંસ્તો

૫-૧૪ નાયકની યોગ્યતાઓનું આ વર્ણન તરુણ નાયિકાની આંખે જેવુ લાગે તેવુ ચિત્રેલું છે, અથવા કહો કે નાયિકાની ઉદારતાનું એ માપ છે આ કરતા વિશેષ ઉદારતા એની પ્રાર્થનામા છે

૧૩ **પ્રતિભા,** કુદરતે બક્ષેલી વિલક્ષણ શક્તિ.

**નાયકનું ચિન્તવન.**

આ ખડ નાયકની તે વખતની દામ્ભિકતાનું માપ છે.

૮ **પળે,** વેગથી જાય, તે મેળવવાની આશાએ.

૧૨ **પરમ હિતનું બીજ,** જે મેળવવા, જે મય થતા માણસ સન્યાસી થાય અગર થયેલો હોવો જોઇએ તે ધારો કે આ અમુક સન્યાસીને ન મળ્યું, તો પણ શું? જેટલાં ટીપાં વર્ષાદ તરીકે પડે છે, જેટલા ટીપા વાદળ તરીકે નીચાં આવીને છાયા આપે છે, અથવા વાદળ તરીકે સૂર્યને છાઇને છાયા આપે છે, તેટલાં ટીપાંને જ એ સેવા કર્યાનો યશ મળે એ તો અન્યાય છે જે સર્વ ટીપા આકર્ષાઇને ઉડે છે તે દરેકનો એ યશનો થોડો થોડો ભાગ મેળવવાનો હક છે—દમ્ભને દલીલ, યુક્તિવાદ કે સુન્દરોક્તિમા કદાપિ પહોંચાવાનુ નહી.

આ પછીના ખડથી જ નાયકના ઉન્નતિ-વિકાસ શરુ થાય છે અને ક્રમે ક્રમે વધે છે

**નાયકનું પ્રાયશ્ચિત્ત.**

૪ **તે સુભગતા,** એ ચળકતા ગ્ગોનુ સૌંદર્ય.

૮ **લોકવખાણ,** શેખચલ્લીપણામા કલ્પેલા

૯ ત્હને અવગણી, ત્હને ન જોઇ,—રે, ખુદ સ્નેહને પણ જોયો નહીં!

**મોગરો.**

૩ **દયા ના સહુ,** આપણી પવિત્રતા અને નિસ્વાર્થ

લાગણીના પ્રમાણમાં જ સામા માણસને આપણા ઉપર શુદ્ધ પ્રેમ, વિશ્વાસ, અને માન ઉદ્ભવે છે આથી હલકી જાતના પ્રેમાદિ–જડ અવિચારી ટેવ, અગર દયા, અગર સ્વાર્થબુદ્ધિથી ઉદ્ભવેના મ્હને ન ખપે

૯ દુરિત પાપાચરણ અપરાગ, અપશબ્દ, અપલક્ષણ, પ્રમાણે અર્થ લેવો નઠારા, પાપી, રાગો અને વલણો

૧૧ ઉતરી, જાણે ખાસ અવતરી હું ત્હને દેવી કહું છુ તે દૃષ્ટિએ અથવા આપણા લગ્ન અનાદિ કાલથી નિર્મિત એમ તુ જે શ્રદ્ધામલે માની શકે છે તે દૃષ્ટિએ

૧૨ પોત, મ્હારુ ખરુ સ્વરૂપ ૧૩ કચ, વાળ

**નાયિકાનો ઉત્તર**

૨ અગન, તીવ્ર લાલસા

૩ મન વસ્યો, મ્હારી કલ્પનામા ખરા આશિકની જે ભાવના છે એવા આશિક ત્હમે નીવડો એટલી બધી દુરારોહી મ્હારી તૃષ્ણા છે, એ મ્હારી તૃષ્ણા છીપાવવાનો ત્હમારો ધર્મ પણ છે

૪ અહો કર, ધર્મપત્ની છુ, કેમ ખરીને?

જૈવાતૃક, ચદ્ર, સુધાનાથ, જીવતુ જીવન જે અમૃતથી છે તે અમૃત મ્હને આપનાર હે મ્હારા જીવના જીવન, ત્હમે જ શું મ્હારુ જીવન હરશો!

૬ મ્હારી પવિત્રતા ત્હમને પણ પવિત્ર બનાવશે જ.

૮ અકેલી, એકલી ૧૦ સખે પતિ હો, સખા પણ બનો

**પ્રાર્થના.**

માનવહૃદયમાં પવિત્રતા અપવિત્રતાનો સંગ્રામ ફરીફરીને થયા કરે છે. એક યુદ્ધે કે એક મહાવિગ્રહે પણ છુતી ઉતરે એવી વ્યક્તિઓ મહાભાગ્યશાળી. ઘણાખરા ફરી ફરીને પડે છે. સરિતાના પાણીનો આપણે ઉપલો તરંગિત જલપટ અને તે નીચેનું જલપડ, એમ બે ભાગે વિચાર કરી શકીએ; તેમ આ પ્રાર્થના કરનાર પોતાની જીવનસરિતામાં બે ભાગ હોવાનું પ્રભુને કહે છે. તે કહે છે–મ્હારું ખરું અન્તર જુદું છે, પણ મ્હારાં સર્વ આચરણો મ્હારા અન્તરની ખરી લાલસાઓ પ્રમાણેનાં જ બની આવતાં નથી. મ્હારાં ઘણાં આચરણો મ્હારી ખરી લાલસાઓથી ઉલટાં જ વહે છે. એ આચરણતરંગો ક્યાંથી? સરિતાના તરંગોનાં ઉત્પાદક બલ ચારઃ મૂળ વ્હેણ, અનિલો, દરિયાની ભરતીઓટ, અને જમીનનાં ઉંડાણોમાંથી ઉંચે ફુટી સરિતાના પાણીમાં વેગથી ભળતાં ઝરણો. અનિલો=અકસ્માત્=અદષ્ટ, દરિયો=ભવ. આખો જીવનસ્રોત વિશુદ્ધ રહ્યુને ધરાવી શકાય એવા અર્ધ્યરૂપ થાઓ!

**પ્રેમનો પ્રાતઃકાલ.**

આપણુ બે મળીને એક દેહ, એક મન, એક હૃદય, તો આત્મા પણ એક જઃ પ્રથમથી જ એક એમ નહીં; પ્રેમાગ્નિની વેદિમાં હોમાઇ પીગળી શોધાઇ સંધાતાં એક.

૧૧ નરપશુ, પશુઓ અને એવા જ માણસો.

૧૫ જીવન, આપણું એક જ નહીં, પણ આખી સૃષ્ટિ જે વડે ભરેલી છે તે. આપણા જીવનમાં પ્રકાશ ઉત્પન્ન થતા બીજાં ઘણાં ઘણાં આપણા જેવાં જ પ્રકાશચક્રો જોવામાં આવે છે.

૧૭ મમ તવ તું હું મૌજ, હું અને મ્હારું, તું અને ત્હારું, એને લગતા ભોગવિલાસ; મ્હારુ હૃદ્પદ મ્હને એકલાને જ હું રૂપે જોતું હતુ એ ગાઢ અંધકારમાથી પ્રેમની ઉષા પ્રકટ થતા મ્હારું હૃદ્પદ તુ અને હું બનેને એક હું રૂપે જોતું થયું. મ્હારા-માં દુરિત, અપરાધ આદિ હતા ત્યા સુધી આપણા બેનો અભેદ બુદ્ધિઆલ થયેલો તથાપિ જાગ્રત અવસ્થાના બહુ થોડા ભાગમાં જ એ જામેલો; હવે એ જાગ્રત અવસ્થાના મોટા ભાગમા જામી ગયો છે, અને લોહી અને શ્વાસને વહને વહને વધારે જામતો અને વધારે ઉંડો ઉતરતો આવે છે. તો તે સાથે નેત્ર પણ વિકાસ પામે છે; બુદ્ધિ શુદ્ધ પ્રેમની સીડીનું એક પગથિયુ ચ્હડે છે. આપણા જેવા પ્રેમીઓ અને પ્રેમી યુગલો જુઓ ચારે તરફ છે-૪૦. ૨૫ કૃતી, કૃતકૃત્ય.

**પોઢો પોપટ.**

રજની-માતા, સૃષ્ટિ-બાળકને, ચન્દ્રિકા-ઝોળીમાં.

૬ અસ્પ, અશ્વ. ૭ સ્હુડબ્સ્હડ, અનેક સ્હડવાળા.

૧૧-૧૨ મદનની એ આદ્ય વેદિની મગળ ફેરે પૂજા કરીને ડગલે ડગલે પ્રતિજ્ઞાઓ લેતા લેતા. **ધર્મવેલી,** નવું કુટુબ, ગૃહસ્થાશ્રમ ધર્મો પાળવા પળાવવાનું નવું બીજ, રોપશો.

૧૫ વધૂવિદ્યુત, જાગૃત અવસ્થાની વિચારમાળા નિદ્રાવસ્થામાં આગળ ચાલી સ્વપ્નરૂપે દેખાય છે. વીજળી જેવી વહુ  ૨૦ પિતાજી, એક પક્ષે સૂર્ય.

**વરવહુ અમે.**

મહાકવિ ટેનિસન કૃત 'પ્રિન્સેસ'ના ત્રીજા સર્ગના આરમ્ભમાં As through the land at eve we went એ પંક્તિથી શરુ થતું પદ છે, તેનો તરજુમો.

**પ્રેમનો મધ્યાહ્ન.**

૬ છાયા, ૩૫. ૮ તરી, નાવડી

૧૧–૧૪ માથે ઉંડુ દ્યુતિદલ તે પુરુષ તે ધૂર્જટિ; ફરતુ વારિઉંડાણ તે પ્રકૃતિ તે અમ્બિકા એ બે બે છતાં એકજ એનું નામ દ્વંદ્વ–અદ્વૈત. અદ્વૈત તોપણ દ્વંદ્વ ખરુ એટલી અદ્વૈતમા ન્યૂનતા, પણ તે અનિર્વચનીય અજ્ઞેય ન્યૂનતા બીજી રીતે જોઇએ તો આખુ બાહ્યાન્તર દૃશ્ય એ દ્વંદ્વ–અદ્વૈતમા પરિસમાપ્ત થાય છે એમ આપણે કહીએ છ ખરા, તથાપિ કંઇક છુપતુ, અનિર્વાચ્ય, અજ્ઞેય રહી જાય છે, નહીં વારુ?

પ્રેમનો પ્રાત કાલ થતા હું-તુમા જ બધાઇ રહેલું હુંપદ અધકાર લાગવા માડેલું, અને નાયક નાયિકા સમાનધર્મી પ્રેમી યુગલો માટેની સહાનુભૂતિને પન્થે વ્હડેલા. ત્યાથી અહીં તો પાછી હુંતુંની ભૂમિકા આવી જણાય છે. આ શુ કુદરતી છે? બીજો સવાલ–અહીં એ આવ્યા તે વ્હડીને

કે પડીને આ દશાને એમના મધ્યાહ્નનુ નામ શી રીતે ધ્ટે છે? ત્રીજો સવાલ ધૂર્જટિઅમ્બિકા, પુરુષ પ્રકૃતિ, અને વેદાતના શબ્દજાળનો ઉપયોગ કરવામા આવ્યો છે તે પાછળ કઇ વિચાર–અનુભવતત્ત્વ હતુ ખરુ? અને ચોથો સવાલ–ખડ ૪ થામા જે દામ્ભિકતા છે તે અહીં છે? કેટલા ટકા છે? કે ના, લેશ પણ જણાતી નથી?

**કન્યાદાન.**

૨ દિલાવર, અતિ ઉદાર ૧૭ લતા, ડાળ
૨૦ એહુમાં, એ તારાયુગનમાં ૨૧ રહ્યાં, રહેતા
૨૬ હે વિમલ અને મૃદુ નેહની મૂર્તિ!
૨૯ મ્હારા ઘરની એમના ઘરથી ભિન્નતા
૩૭ કૃતી, કાર્ય સત્તર આના પાર ઉતારનાર, કર્તા કે કૃતિનાથના નામને ખરેખર લાયક ૩૯ બધો પૂજાપો તૈયાર રાખ્યો છે ૪૨ આપણી જોડમા તેમ જ નહાની બહેન અને એના પતિની નવી જોડમા

**ફ્રોયસાગર.**

અજમેર પાસે આવેલુ છે
૨ અંધારી, 'આધી' ખરી રીતે વટોળિયાથી થતા અધકારને જ 'આધી' કહે છે. અહીં સૂર્યાસ્ત થયા પછી શુદ ૧૨–૧૩ નો ચદ્ર ધાર પાછળ છે જ, પણ વર્ષાદ ઝરમર વરસતો હતો તે દરમિયાન જાણે પાતળી વાદળીઓ એક થઇ જઇને ધારોની વચમા આખા તળાવ ઉપર ચદ્રવો

તાણ્યો હોય એમ હતું, એક મોટું પંખી જાણે ધારા ઉપર પાંખના છેડા ટેકવીને આવું આવેલું હતું. વચ્ચે અટક્યો અને આ ચંદરવો જાણે સંકેલાઇ ગયો; ધારાની ટોચ ઉપરની કાળાશમાં જાણે ભળી ગયો. **નીરવછદ્ગતિ,** વગર અવાજે પાંખ હાલે અને પંખી આઘું જતું રહે તેમ.

૪ **રેખાભ્રમાળ,** લાંબી રેખારૂપ રહેલ વાદળીઓની માલા.

૯ **ને કોરેથી,** ચંદ્ર ઉંચો ચ્હડતો હતો તે ધારના માથા ઉપર આવતાં જ. ૧૦ **ટપકીંનરહ્યાં,** ટપકાવી ન રહ્યાં ત્યાં.

૧૪ આ સુંદર ચિત્રને ચંદ્ર વધુ દીપાવે છે ખરો, પણ ચંદ્ર સમેત એ સર્વને યે ત્હારા સ્વરની મંજુલતા શ્રેષ્ઠ દીપાવે છેઃ તું જ મ્હારું સૌંદર્યસર્વસ્વ, મ્હારું સર્વસ્વ.

## પ્રેમનું નિર્વાણ.

૭ **પંડ,** આત્મા પંડપર, આત્માને અધીન. પ્રાણાદિ વાયુઓ શુદ્ધ થતા આવે તેમ તેમ આત્માનું તેજ વધારે પ્રકાશી, અંતર્દૃષ્ટિ કોશોને ભેદતી વધારે ઉંડી ઉતરે, અને અન્તે ગુહામાંના જ્યોતિનાં દર્શન થાય; આ જ્યોતિર્દર્શન યોગનુંઃ અહીં એથી ભિન્ન પણ એના જેવા પ્રેમયોગના જ્યોતિર્દર્શનની વાત છે.

૧૩ **પંડલય,** આત્માનો બીજા કશામાં લય.

૧૪ **અસલ રસ,** આખા બ્રહ્માંડમાં વ્યાપી રહેલો પ્રેમપારાવાર.

**સતી.**

૧ વખતસર પહોંચી શકી નહીં.

૨ આવી ત્યારે તો વાચા બન્ધ થએલી.

૩ દાહ દીધો, સળગાવી મુકી.

૧૨ **તરફડતી,** ઘાયલ થઇને ગોથાં ખાતી એવી હું.

૧૪ **કુરબાની,** ખુશ ખુશ થઇને મોટામાં મોટી બક્ષીસ અપાય તે. અથવા, હિંદુ વિધવાઓને મહાયાત્રા માટે રકમ અપાય છે તેમ મુસલ્માનીઓને હજ કરવા જવાને તથા ત્યાં 'કુરબાની' કરવાને માટે જે રકમ અપાય છે તે. **ભુંડાપો,** હિંદુઓની કેટલીક નાતોમાં સ્ત્રી રાંડે છે ત્યારે તેને એક સામટું અપાય છે તે. ૧૯ **બંધ,** બદ્ધ, બાંધેલું.

૩૧ બાળકોના 'ઘર ઘર' આદિ ખેલોમાંની.

૩૭ **ભવભાવન,** મ્હારા ભવના સર્વસ્વ.

૩૮ **વછોડાવ્યો,** બલાત્કારે છોડાવ્યો.

**આરોહણ.**

જાન્યુઆરી ૧૯૦૨ ના સુદર્શનમાં પ્રથમ પ્રકટ થયું. એમાંના કુદરતચિત્ર મહાબળેશ્વર, ગિરિનાર અને આબુના દેખાવો ઉપરથી ઉપજાવેલાં છે.

૭-૮ પર્વતમાંનાં ઝરણોના બરફ જેવાં પાણીથી બારે માસ ભરેલા રહેતા સ્ફટિક શિલાકુંડના હિમ જેવા શિલાતટ ઉપર પગ પગ.

૮ ઉટજકુંજ, નીચે ઝાડઝુડાની ઘટામા આવી રહેલ ઉપરથી જોતા નહાની નહાની કુંજો જેવા જ દેખાતા ગામડા.

૧૪ અન્તર, અને અર્થમા બધી બાજુએ જોજનો સુધી વિસ્તરતો લાંબો જગતપટ આખ આગળ ઉકલતો જ આવે છે, અને વળી આવા શાન્ત એકાન્ત નિર્મળ અને શકિતઓને ઉત્તેજતા જીવનટાપુઓમા વર્ષોના અનુભવ શ્રવણ અધ્યયન આદિને અન્તર્દષ્ટિ અસાધારણ સરલતા અને તીક્ષ્ણતાથી બેસાડે છે, ઉકેરે છે, એકબીજા સાથે ઘટાવે છે, તેમાથી નવનવા સારોદ્ધાર ઉપજાવે છે, વગેરે.

૧૬ નિધન, મૃત્યુ. પંક્તિઓ, એ ચિત્રની રેખાઓ.

૧૮ ભંગ, ઉપસતા અને બેસી જતા મોજા સકલ્પ, ઇચ્છાશક્તિ, સકલ્પો, ઇચ્છાઓ, માણુસોના ઇચ્છાપૂર્વક પ્રયત્નો માનવ સકલ્પોની લગમાલાથી ખળભળતો વિધિસમુદ્ર.

૧૯–૨૬ આ વર્ણન નર્યા બાષ્પ (watery vapour) ની સહિત પાતળી વાદળીઓનુ અને તેમની અનન્તવિધ ક્રિયાઓનું છે ૨૦ ફરતાં જ, ચારે તરફના. ૨૧ ઝાડના ઝુડ પર્વતના ન્હડતા ઢોળાવ ઉપર આવી રહેલા હોવાથી તેમના ઘુમટ સમૂહની શય્યાને ઢળતી કહી છે ૨૨ કર, હાથ, ડાળ ૨૪ ચળક, તેજનાં હીરામય બુદ બિંદુઓને પખાઓની ઊભી કલગીઓમા ખચે હાસી હાસીને ભરે છે ૨૫ વિહંગ, બધી ગએલાં કપિ ય, કપિ જેવા અત્યન્ત બેડોળ પ્રાણી પણ ક્ષણવાર તો શોભીતા લાગે એવા ચમતકારો આ વાદળીઓ રચે છે

૨૭–૩૭ 'મુરતીઓ' વગેરે અવતરણ ચિહ્નમાં મુકેલા શબ્દો લૌકિક બોલીના છે. ૩૪ કુહારિ, કડિયારા.

૩૮ કવિ, બાયરન (Byron).

૪૧–૨ પત્થરાઉ જમીનમાં ઉગતું ઝાડ પોતાનાં મૂળ ઉંડાં પોચી અને પાણીવાળી જમીન સુધી ઠેઠ પહોંચાડી શકે છે તે પ્રમાણમાં તે વધી શકે છે. ફ્લક, થર (layer).

૪૩ શમે, શમ આદિ સંપત્તિમાં એટલે ચારિત્ર્યમાં.

૪૫ તપેલાને શાંત કરતું, કંતાએલાને બહલાવતું, પ્રકાશ અને ઠંડક બન્ને આપનારું, મનોહર, કૌમુદી જેવું તેજ; પણ કૌમુદી ભૌતિક અને આ તો સાત્વિક.

૫૨ પેદલિ, પગલાં નહીં પણ વાળ વગેરે ચિહ્ન.

૫૪ વત્સને, કવિતાના નાયકને પોતાને.

૬૧–૬૨ ખીણને લપેટી લેતી છાયા લોચનને લોભાવે છે. પર્વતની બે ઉંચી લાંબી ધાર કે પછી એક જ અર્ધ ચંદ્રાકાર ધાર વચ્ચે આવેલી ઉંડી ખીણ ઉપર સુંદર છાયા પડે છે, અને મહાબળેશ્વરની 'ઘનશ્યામ ખીણ' (Blue Valley) ના જેવો દેખાવ થઇ રહે છે, તે ઉંચી ટુંક ઉપર સખ્ત તડકામાં ઉભેલાને જોતાં અતિ આકર્ષક લાગે છે. વળી આ સ્થૂલ વિષયને ઉપમેય ગણી તેના યોગ્ય ઉપમાનરૂપ સ્થૂલેતર વિષય લગી કોઇ વાંચનારની કલ્પના જાય, તો તે પણ ઘનશ્યામ છાય, મોહિની, લોભાવતી આદિ પદો વડે ધ્વનિત છે.

૬૪ હુા, બરોબર, સમજાયું.

૬૫-૮ વિવિધ પંથ અને જુદા જુદા જમાનાનાં સ્મારક રૂપ જ રહેલાં આ ઉંચાં શિખરો ઉપરનાં પડેલાં-તજી દીધેલાં-મંદિરો હજી સુકંઠ ઘંટ ધરે છે, જે અનિલો જ રમતમાં જાણે પૂજામિષે વગાડ્યા કરે છે; વળી એ સ્વરને અનિલો વહી જાય છે; તે પથિકોને તથા ડુંગર અને ખીણ વાસીઓને કાને પડ્યા કરે છે; કેટલીક વાર બહુ આઘે અને છેક નીચે સુધી સંભળાય છે; ઉત્પત્તિસ્થાન વગરના જણાતા અને ઘણી વાર સંભળાતા આવા ઘંટરવ વિશે વહેમી અને ભલા લોકો ચકિત થઈને કઇ કઇ વાતો કલ્પે છે. આમાં પણ ખરો વિવક્ષિત અર્થ આ સ્થૂલ રૂપે વર્ણવેલું જે છે તે ઉપરથી સૂચિત થતો સૂક્ષ્મ વિષય છે.

૭૬ અનિલ, માત્ર સ્થૂલ અનિલ નહીં.

૭૭ તમ તણા, તમારા ૭૮ તમ ધર્મની, તમારા ધર્મની. ધર્મના સૂત્રો અને સ્વરો કાને આવે છે એટલું જ નહીં; કેટલીક વાર ઉપર વર્ણવેલા ખરા યોગીના જેવી આર્યધર્મની સજીવ મૂર્તિ પણ સાક્ષાત્ જોવામાં આવે છે.

૮૨-૩ ઇતિ હ આસ, ઇતિહાસ. કોઇ ધર્મનો નાશ થતાં તેનાં પવિત્ર પુસ્તકો ઇશ્વરવાણી તરીકે ગણાતાં અને પૂજાતાં અટકી પડી સાહિત્ય અને ઇતિહાસના વાઙ્મય-માં જ ખપે હોમર, અને હેસિઅડના ગ્રન્થોને ગ્રીક પ્રજા માત્ર કાવ્યો નહીં પણ આપણે મહાભારત, રામા-

વણ, અને પુરાણોને ગણીએ છીએ તેમ પવિત્ર ધર્મ બોધક ધર્મનાસક ગ્રન્થો ગણતી ૮૫ ત્રયી વેદ

૮૬ કાવ્યો સમુજ

૮૭ શશિકલા, ઇસ્લામના વાવટા ઉપરનો બીજનો ચંદ્ર ઇસ્લામીઓ પોતે એ ચંદ્રકલાને પોતાના ધર્મની સંજ્ઞા તરીકે ગણતા નથી, એવી કોઇ પણ સંજ્ઞા રાખ વામાં એમને મન મૂર્તિપૂજા છે, અને તેનો તો એમ નામાં ઉગ્ર નિષેધ છે પણ ખ્રિસ્તી ધર્મનું સૂચન અહીં તેની પ્રસિદ્ધ સંજ્ઞા ક્રૂસથી કર્યું છે, તેમ ઇસ્લામનું શશિ કલાથી કર્યું છે

૮૯ સનિન એનામાં ભરેલુ હોવાને લીધે ચળકતો

૯૭–૧૦૦, જીમ્મમગ્ર આત્માશિશુનો જગતર્મલ (જગત નો મળ) ઉતારે છે, તેના રાગોત્પન્ન દુ ખ વીસરાવે છે તેના પાપશલ્યો રુઝવે છે, અને તેને પોતાના અંકમાં પોઢાડીને પોતાના ધામને યોગ્ય બનાવે છે –કોણ? અહીં વસી શમી લમી રહેલી છે તે ગભીર વિશદ, સમન્સ, દિવ્ય શાન્તિ

૧૦૧–૧૧ આ દિવ્ય શાન્તિનેજ ચૈતનકિર, સત્સ્વ રૂપ ભાસ્કર, આદિ રૂપે સંબોધન છે ૧૧૦ લખ સ્વ ગોવર્ધનરામે ચનાવેના અર્થમાં

૧૧૪–૫ તુ હાથમાં ત્હારા હાથમાં, સૃષ્ટિનાટકનો સૂત્રધાર તુ જ છે, દાન તો ત્હારો મુખ્ય નટ માત્ર છે

**રાસ.**

राधावदनविलोकनविकसितविविधविकारविभङ्गं એ સુપ્રસિદ્ધ અષ્ટપદીની રાહ. વસન્તમાં ઇ. સ. ૧૯૦૭માં પ્રકટ ગયું.

૩ સૂર્યે સૂર્યે અહો પ્રકટ્યાઃ આ પ્રમાણે જલમય બ્રહ્માંડમાંથી ક્રમે ક્રમે વિકાસ થાય છે અને અગણિત સૂર્યમંડળો પ્રકટ્યાં છે, પ્રકટે છે, અને પ્રકટયા કરશે, એ આખો વિશ્વક્રમ તે આ પિંડ-પિંડપતિ આત્મા-પરમાત્માનો રાસ. દરેક કડીમાં આ પ્રમાણેનો મુખ્ય અર્થ છે.

૧૦ પ્રાણીપતિ, પ્રાણીઓમાં શ્રેષ્ઠ નર; માનવ યોનિમાં વળી શ્રેષ્ઠ માનવી તે કે જેણે પોતાના પ્રાણોને પણ પૂરેપૂરા આત્માધીન કર્યા. વિશ્વક્રમના આ પાસાના વિકાસનો ઉત્તમ પરિપાક, આવા માનવી ઉત્પન્ન થાય તે.

૧૫ કામ વીર્યે, ઇચ્છાઓ અને શક્તિઓ.

૧૯ દેહ ધરી. દેહ ધર્મીનું સાર્થક્ય સેવાધર્મ જ માની તે તેમાં જ મચ્યો રહે.

**૨૦–શાસ્ત્ર શક્તિ**, વિદ્યાઓ, કળાઓ, હુન્નરો, વિજ્ઞાનો, આખું ભૌતિક જ્ઞાન-ક્રિયા ચક્ર. આ શૂદ્ર-વિશ-ક્ષત્રિય-બ્રાહ્મણ એ ચાતુર્વર્ણ્યનો રાસઃ હિન્દમાં જ અને આર્યવિદ્યામાં જ આ ચાતુર્વર્ણ્ય છે એમ નથી. બધે હતું, છે, અને હશે જ, કેમકે હોવું જ જોઇએ. આપણે ત્યાં અત્યારે આ ચાતુર્વર્ણ્યનું જે રૂપ થઇ ગયું છે, તેના બચાવમાં આ શાશ્વત સત્ય વાપરવું કે તેની સખ્તમાં સખ્ત ટીકા તરીકે વાપરવું,–

એ તો જેને જેમ ફાવે તેમ કરવા સ્વતંત્ર છે અહીં એમાંથી એકે ઉદ્દેશ નથી.

૨૩ પ્રાણ એટલે અહીં પ્રાણો, પ્રાણાદિ વાયુએ પગ-ઉદરનો દૃષ્ટાન્ત લિવિ નામના અમર રોમન ઇતિહાસકમાં અને ત્યાંથી શેક્સપીયરે કોરિઓલેનસમાં લીધેલો જગજાહેર છે. પુરુષસૂક્તમાંનું રૂપક પણ અહીં સૌ જાણે છે.

૨૫ ઉપનયન સસ્કારથી ગાયત્રીસુત બનેલો બ્રહ્મચારી. ગાયત્રી તે જ સરસ્વતી સરસ્વતીના આખા કલાપનો પરમ નિષ્કર્ષ દરેક વ્યક્તિને પોતાને માટે શેમાં છે? માત્ર જ્ઞાનમાં? ના, જ્ઞાનનો પોતાના આત્માના સમ્પૂર્ણ વિકાસનમાં વિનિયોગ કરવામાં અન્તર્જ્યોતિ પ્રકટાવવામાં જેઓ આર્ય સસ્કારો અને ભાવનાઓના નામ માત્રથી અજાતા હોય તેઓ આ પંક્તિ ઉપરથી પોતાને અનુકૂલ સામાન્ય અર્થ લઇ શકશે અહીં લખવામાં આવ્યો છે તે અર્થ આ ચાર આશ્રમો દરેકમાંથી તે પછીનો એમ અંકુર પુલ ફલ-બીજ ન્યાયે પ્રકટે છે, અને એ પ્રમાણેનો ઉત્તરોત્તર વિકાસ આણતો એ આખો ક્રમ પડ-પંડપતિના રાસનું એક પાસું છે.

૨૧ કુટુમ્બો, ગોત્રો, ગ્રામો, નહાના રાજ્યો, મોટાં રાજ્યો, આખા ભૂમાંડળમાં પ્રસરી રહેલું આખી માનવ જાતિનું એક જ રાજ્ય આ પ્રમાણેનો વિકાસક્રમ દુગ-

વીને જોતા–કુટુમ્બ, ગ્રામ, રાજ્ય, રામરાજ્ય, એથી પણ ટુંકાવીને, અને બે જુદી જુદી દષ્ટિએ જોતાં એ રાસ નર–નૃસાથનો છે, એ રાસ નય–સ્વતંત્રતાનો છે

The whole of history is from one point of view a dance of the individual and the community out of which evolves the world community, from another point of view it is a dance of law and freedom out of which evolves that law which is perfect free dom or (if you prefer to phrase it that way) that freedom which is perfect law Why does it evolve in this direction? Is there any compelling reason because of which it must necessarily do so? Yes Providence Evolution has no meaning unless it is envisaged as guided and shaped throughout its course by Divine Providence *

* ધર્મ અને ક્રિશ્ચિયનીને લગતી બાબતો હાલના ભણેલા વાચનારા ગુજરાતીમા લખી હોય છે તો તે તરફ ઓછુ જુએ છે, વળી ઇંગ્રેજીમા એમને સુપરિચિત શબ્દોમા કહેવામા આવે છે તો જ પૂરેપૂરી સમજે છે, માટે આટલુ ઇંગ્રેજીમા લખ્યુ છે

રામ અખંડ વિહાર અનન્ત જ પડ-પંડપતિનો એ એમાં પંડપતિ નથી તો એ રાસ પણ નથી, માત્ર રાગદ્વેષાદિ ભૂતાવળના નાચવા ખૂદવા અને પરસ્પર છૂટવાં છે.

૩૭-૪૨ પહેલી છ કડીમા આ રાસ અખંડના એક એક પાસાનું દર્શન છે આ છેલ્લી કડીમા એ છ પાસા વાળા હીરાના ગર્ભ ભાગનું દર્શન છે. પાસાઓની પરસ્પર હદોની સ્થૂલતા ટળતા જે સમરસ સત્ત્વ રોપ રહે છે અને પૂરેપૂરું ઝળહળે છે, તે આ કડીનો વિષય છેઃ સ્થૂલમાથી સૂક્ષ્મ, મમતામાથી સમતા અને એ દર્શન થતા એ રાસને પંડ-પંડપતિનો કહેવા જતાં જીભ અચકાય છે. પડ પણ તેને અન્ય સર્વેથી નોખો પાડનારી હદો રૂપ સ્થૂલતામા બધાઇ રહે છે ત્યા સુધી જ પડ છે. અહતા જ મ્હારુ જીવન, મ્હારી personality, મ્હારી individuality એ ભાવ રહે છે ત્યા સુધી પડ છે જ. પણ એ personality એ individuality એ વ્યક્તિત્વ જીવન કે રક્ષણ મનાતુ મટી જઇ બન્ધન મનાવા લાગે, સૂક્ષ્મ મનાતુ મટી જઇ વધારે સૂક્ષ્મ સત્ત્વના દર્શનને લીધે સ્થૂલ મનાવા લાગે, એટલે, ક્રમે ક્રમે ઓગળે છે દાસ્મિક પુરુષોની આ વાત નથી, અન્તરમાથી ખરેખર ઓગળતુ આવે છે. અને એવા દષ્ટાને આ આખો રાસ જે અત્યાર સુધી પંડ-પંડપતિનો રાસ દેખાતો હતો તે હવે સ્વયમ્ પંડપતિનો જ રાસ દેખાય છે.

## સર્ગદર્શન.

ઇ સ ૧૯૦૩ મા લખાઇ સ્વ નરસિંહ હરિલાલ ધ્રુવના એક માસિકમા ઇ સ. ૧૯૦૫માં પ્રથમ પ્રકટ થયુ.

૧ મધ્યાહ્ને વાચવુ

૪ હૃયમે, યતો વાચો નિવર્તન્તે એવા વિષયમા જે કઇક બોલી શકાય એવુ છે તેટલું વાણી મુશ્કેલીએ કહે છે

૫–૮ સોનાની–સોનેરી ગગી–કનકની ગુથેલી–વાદળી કવિને યોગ અને પ્રેમના કિરણોની વિશ્વવ્યાપી જટાથી અલકૃત અને સર્ગ–વિશ્વનિર્માણની સળગ ચાની રહેલી ક્રિયા ના સગીતમા નિમગ્ન મૂર્તિરૂપે દેખાઇ

૧૦ અસખ્ય આત્મા કલિઓના ઢગો કલિમાથી પુષ્પ તેમાથી ફૂલ તેમાથી બીજ એ પ્રમાણે પ્રત્યેક આત્માના ઉત્તરોત્તર વિકાસ ભવપરપરાએ સધાય છે એ સ્થૂલ સિદ્ધાન્તમાં એક અતિ મહત્ત્વની વિગત આ કાવ્ય ઉમેરે છે કે એ વિકાસક્રમમાં ક્યારે કયુ પગથિયુ ન્હાવુ કે ઉતરવુ તેનો નિર્ણય આત્મા પોતે પોતાની સ્વતત્ર સ્વેચ્છાએ કરે છે પરન્તુ કોઇ પણ ભવના જીવન દરમિયાન દેહી આત્મામાં એવી સ્વતત્ર ઇચ્છાશક્તિ હોતી નથી, એક ભવ પૂરા થાય અને બીજો લેવાનો હોય તે વચલા સન્ધિ દરમિયાન આત્મા આ જટિલ પ્રેમી દ્યુતિશ્રોતમાં નહાય છે, અને એ અવગાહન દરમિયાન તેનુ ત્રીજુ નેત્ર ખુલતા તે પોતાના આગના ભવના સસ્કારોનું સમ્યગ્દર્શન પ્રાપ્ત

કરી સર્ગપ્રવાહના વહનોને ઝીલતો સ્વતંત્ર ઇચ્છાશક્તિથી પોતાને માટેનો નવો ભવ પસન્દ કરે છે.

૧૭-૨૮ જલકણો રંગવન્ત છે, પણ આ એમનો ગુણ સામાન્ય સ્થિતિઓમાં ગુપ્ત (latent) રહે છે, અને જેટલો વખત એ કણો મેઘકમાનવાળા અવકાશમાં થઈને પડે છે એટલો વખત જ પ્રકટ જોવામાં આવે છે; પૃથ્વી ગન્ધવતી છે પણ તેના દ્રવ્યકણોનો આ ગુણ ઋતુરાજના કાલાવકાશ દરમિયાન જ ઉત્કટરૂપે વિલસે છે; આત્માઓ પ્રેમવન્ત છે પણ જે જે આત્મામાં અન્તર્દીપનું જેટલું જેટલું સ્ફુરણ તેટલો તેટલો જ તેનો પ્રેમપ્રકાશ; આત્માઓમાં સ્વતન્ત્ર ઇચ્છાશક્તિ છે પણ તેઓ બે ભવ વચ્ચેના અન્તરાલમાં સર્ગના આ જ્યોતિપ્રવાહમાં આવે છે તેટલો વખત જ ખરેખરા જાગી સ્વતંત્ર શુદ્ધ બને છે અને આ સ્વતંત્ર ઇચ્છાશક્તિથી–પીતા પ્રવૃત્તિ નવી.

૨૯ દ્યુતિસ્રોત વાંચવું.

## શાન્તિ.

ઇ. સ. ૧૯૧૬ માં લખાઇ સમાલોચક માસિકમાં આ વર્ષમાં પ્રકટ થયું. નર્મદાના પટનું અને તે ઉપરના વિશ્વનું મધ્યરાત્રિ પછીના સમયનું વર્ણન છે. ભણકારામાંનું વર્ણન નદીની વચ્ચેથી તેની સપાટી ઉપરની હોડીમાંથી કરેલું છે; આ વર્ણનનું દષ્ટિબિન્દુ ઊંચું છે. નદીપટ છેક નીચે આવેલું તે અને તેનાં તટ વર્ણિત દશ્યમાં છેક ટૂંકાવાયેલાં

(foreshortened) છે; નલઘુમટનો નીચો લસી રહેલો તમ્ણુ અને તેમાની કૌમુદી એ જ મુખ્ય વિષય છે. વર્ણન કરનાર હૃદયની સ્થિતિ પણ અત્યન્ત ભિન્ન છે.

૫–૮ અવનિ, અવનિના દશ્યો, અવનિના કાર્યો, અવનિના નિનાદ, અવનિના ભય, અવનિના જય. તે જ પ્રમાણે પછીની પંક્તિમા દિવસના. આપણા રગ રાગ માત્રમાં ડાઘ-મલિનતા પણ છે, નથી શું? આપણા ડાઘ માત્રમાં રગ પણ છે, નથી શું? આપણા જય માત્રમા ભય પણ છે, નથી શું? આપણા ભય માત્રમાં જય પણ છે, નથી શું? આપણા સત્ય માત્રમાં અસત્ય પણ છે, નથી શું? આપણા અસત્ય માત્રમા સત્ય પણ છે, નથી શું? પરાક્રમણ, પર-સ્વનાથી ભિન્ન છે તે સર્વ-માથી કઇ ને કઇ વસ્તુથી સ્વનુ થતુ આક્રમણ, પર ઉભરાઇ ઉભરાઇને સ્નમા ધસી આવે છે, સ્વના વહન ઉપર ફરી વળે છે તે. જય તરીકે માનેલા તેમ ભય તરીકે માનેલા, રગ તરીકે માનેલા તેમ ડાવ તરીકે માનેલા, સત્ય તરીકે માનેલા તેમ અસત્ય તરીકે માનેલા સર્વ ગ્રહો છે, રાગદ્વેષો છે. એ સર્વ દ્વંદ્વ અત્યારે તો વિદાય થયેલા, સરી ગયેલા, લાગે છે. ઉરની આ સ્થિતિ કેવી નરવી છે!

૯–૧૨ આ દેહ છે, આ ભવ છે તે દરમિયાન આવી વીતરાગ સ્થિતિના અનુભવ વિરલ અને ક્ષણિક જ રહેવાના.

૧૩–૧૫ પણ ઉરની એ સ્થિતિમાં જ શાન્તિ માતરતાં

દર્શન શક્ય છે, અને એ અનુભવ આવી આવીને અદશ્ય થતાં થતાં કોઇ વાર એટલી ઊંડી અસર કરે કે શાંતિમાતરનાં દર્શન ખરેખર થઇ જાય, તો હ્રદયને પોતાની વીતરાગીપણા માટેની યોગ્યતા છે એમ પ્રતીતિ પડે છે, અને વીતરાગીપણું કોઇ કાળે પણ સ્થાયીભાવ જેવું થઇ જશે એ નવી આશા બન્ધાય છે; જેને લીધે આગલા રાગદ્વેષો —આજ સુધીની મોહતૃષ્ણાઓ—વધારે વધારે ખૂઠાં પડતાં જવાનાં.

૧૫–૨૨ શાન્તિ માતરના વિરાટ સ્વરૂપનું ભક્તભાવે શિશુભાવે વર્ણન.

વિધુ અરધ, અર્ધો ચન્દ્ર; બરાબર અર્ધો એમ નહીં. ત્રીજું નેત્ર તે દિવ્ય જ્ઞાનનું નેત્ર. કવિનું ક્ષુદ્ર નેત્ર એની સાથે મિટ માડે છે અને એના કઇક કિરણ મેળવે છે.

૨૩–૧ શાન્તિ માતરના દર્શનની અસર. વીતરાગીપણું તમોમય નકારાત્મક નથી. રાગદ્વેષ-નિમમતા કરતાં ઊંચી, આત્માના સાત્વિક બળની શિખા વધારે જ્વલન્ત થવાની સ્થિતિ છે.

## નિદ્રાનું આવાહન.

સુદર્શનમાં ઇ. સ. ૧૯૦૧ માં પ્રકટ થયું.

૩ કમલયુગલે, બે કરકમલમાં. ૪ ચમકેલી, વિચારના તરવરાટથી ઉત્તેજિત. ૫ અહિપાત્ર, નાગની ફણારાજીનાં ઢાંકણાંઓમાં. ૭ યવસ, ચોમાસાનું ઉગું લીલું ઘાસ.

૮ શશિની નદી, ચન્દ્રબિમ્બને ધરી રહેલી અને ચાંદનીથી ઉજાસવાળી નદી. કલભ, બાલહાથી. અચલ, જરા પણ હાલ્યા વગર નદીના મન્દ પ્રવાહ સાથેજ તરતો જતો.

૧૦ મનોરાજ્યે અર્પું, આ માનસિક પૂજાવિધિમાં જે ત્હને પરમ પ્રિય વસ્તુઓ હોય તે સર્વ ધરવા તૈયાર છું.

૧૧ બદલામાં મ્હારા મનોરાજ્યમાં ત્હારા સ્વપ્નવિલાસ માગું છું.

૧૨–૧૪ અને એ સ્વપ્નવિલાસો ઉપરાંત ગાઢ નિદ્રા પણ માગું છું. એ ગાઢ નિદ્રા કેવી છે? આ જીવનનું આ જગતનું હાલતું ચાલતું સ્વપ્ન એને પડછે માયા છે, એ માયામય સ્વપ્નવત્ જગજ્જીવનની પેલી તરફ એના આદિ પહેલાં અને અન્ત પછી જે કાલાતીત, અતિકંપ, સ્થિર, પરમ જ્યોતિ છે, તેની જ આભા એ ગાઢ નિદ્રા છે, તે હું ત્હને વન્દીને વિનવું છું, હે દેવિ, આપ.

**વધારે કહેવું ના.**

ટેનિસનકૃત પ્રિન્સેસમાં ૭ મા સર્ગના આરમ્ભમાં Ask me no more એ શબ્દોથી શરુ થતું પદ છે, તેનો તરજુમો. સ્વ. નરસિંહ હરિલાલ ધ્રુવના જ્યોતિમાં ઇ. સ. ૧૯૦૬ માં પ્રકટ થયું.

૧ વિધુ, ચન્દ્ર. અમ્ભોની અહીં નારી જાતિ અને ભૂશિરની નરજાતિ બંને સાભિપ્રાય છે.

૫–૮ નાયક રણમાં ઘવાઇને છેક બેહાલ પડેલો છે:

આવી સ્થિતિ દયામાંથી અને પરિચર્યામાંથી પ્રેમ ઉત્પન્ન કરે છે એ જાણીતું છે.

૧૦ આય, બળ. કુદરતના પ્રવાહને કાપી તેની સામે ગતિ કરવાનું બળ મ્હારા આ હાથોમાં નથી; એ મોડી મોડી અત્યારે જ ખબર પડે છે.

૧૨ આ પંક્તિમાં લઘુ ચિહ્ન ˘ ખસી ગયેલું છે; ળી ઉપર જોઇએ. ત્રણે કડીમાં છેલ્લા વધારે કહેવું ના નો અર્થ Ask me no more ને બદલે I have no more to say એમ લેવો વધારે ઠીક છે.

**ખેતી.**

સુદર્શનના અક્ટોબર ૧૯૦૧ ના અંકમાં પ્રથમ પ્રકટ થઇ.

૧-૪ રાજરમત-સ્વતત્ર રાજ્યોના નાયકોને ખેલવાની બાજી-જાતે જ ગહન હોય છે. હિન્દની અને બ્રિટીશ સામ્રાજ્યની વિશાલતાનું તેમ બંનેની સરહદોનું પણ સૂચન છે. આપણે હાલ વપરાતાં પર્વત ફાડે એવાં શસ્ત્રાસ્ત્રો વાપરવા અને ઝીલવા માટે કેળવાએલા નથી, આપણને જે શસ્ત્રાસ્ત્રો પરિચિત કે સુસાધ્ય ગણીએ, તે તો હાલના જમીનદરિયા ઉપરના વિગ્રહોમાં નકામાં છે.

૫ જૉન બુલ (John Bull), ધિ બ્રિટિશ લાયન (the British Lion), એ ઇંગ્લિશ પ્રજાનાં ઉપનામો પ્રસિદ્ધ છે.

૮ કલમ-કાવ્ય, વાર્તા, ફિલસુફી, શાસ્ત્ર, આદિનાં

ગ્રંથગ્રથન વીણા, સંગીત, કાવ્ય, ચિત્ર, શિલ્પ આદિ સર્વ કલાઓના સેવન વેદપુરાણ૦, પ્રાચીન સમયનું, તેના કોઇ પણ અંગ કે અવશેષનું, કોઇ પણ પ્રકારનું શાસ્ત્રીય મનન.

આમાંના આ અને આની આગળપાછળના સર્વ નિષેધવાક્યો અને ટીકાવાક્યો આ કૃતિમાં જે એક પરમ કર્તવ્યનો બોધ કરવામાં આવે છે તેમાં એકાગ્રતા સંધાવવાના ઉદ્દેશથી જ છે. ત્હમારું હાલનું* ગજું, ત્હમારી હાલની સ્થિતિ વિચારી, હાલ તુરત ત્હમારાથી શું શક્ય છે અને ત્હમારે શું સૌથી વધારે આવશ્યક છે એ જોઇ લઇ, ત્હમારી પ્રધાનપ્રવૃત્તિ પસંદ કરો, અને તે પાછળ તનમનધનથી મંડો, વળી તેના તાત્કાલિક અને પરિણામી પ્રત્યક્ષ અને પરોક્ષ ફલ કેટલાં લાભદાયક કેવાં સર્વગ્રાહી અને કેવાં તો ઉન્નત પુરુષાર્થપોષક નીવડશે એ વિચારથી ત્હમારી પસંદગી ત્હમે બરાબર જ કરો છો એવી એવડી શ્રદ્ધાથી એ પરમ કર્તવ્યના સેવનમાં ત્હમે મચો આ પ્રમાણેનો બોધ આ કૃતિમાં સ્પષ્ટ વાચ્યાર્થવડે કરેલો છે અને તોપણ એતી પ્રથમ પ્રકટ થઇ ત્યારથી જ એના બોધને વિશે કેટલીક ટીકાઓ થયા કરેલી છે, જે "એના આરમ્ભના કે અમુક અમુક વાક્યો ઉપર અઘટિત ભાર

* વળી 'હાલ' એટલે છાપનિયાની સાનના અરસામાં ઇ સ ૧૯૧૪માં આ મહાયુદ્ધ શરુ થયું ત્યારથી તો-ઉમેરવાની ભાગ્યે જ જરૂર હોય કે-નવો જ યુગ બેઠો છે જુઓ 'ગાડી ગુજરાત'

દેનારાઓને, અને વળી એમાના નિષેધવાક્યો અને ટીકા વાક્યો કેવા અર્થમા અને કેવા મર્યાદાબદ્ધ ઉચ્ચારેલાં છે, તે તરફ પૂરતું લક્ષ ન દેનારાઓને આભારી છે.

૧૨ કાલાતીત, અમુક કાળના ઉપાધિથી અબાધિત

૧૮ ચક્રવાજોડી, આપણા કવિઓએ કલ્પેલુ ચક્રવાક મિથુન

૨૪ નરપશુ, પશુ જેવા

૨૫ જુઓ ગીતા, અધ્યાય ૯ (૧૨-૧૭), અને ૧૬ (આખો)

૨૯ તમ, તમસ, તિમિર. વિપિન, અરણ્ય

૩૦ જ્યાં ધરા ખુંદી એમ કહેવામા અતિશયોક્તિ નથી, અથવા તો એટલી જ છે કે ઇતિહાસ જેને માટે હજી "ઘણે ભાગે સંભવિત" એથી વધારે ખાતરીના વચન વાપરી શકતો નથી, તેને અહીં નિઃસંશય હકીકત ગણી છે.

૩૧ નિમિરજુથ, આર્યો હિંદમા આવ્યા તે પછી અને રાજપૂતો છત્રીશ રાજકુળોમા બન્ધાઇ આર્યસંસ્કૃતિ સ્વીકારી આર્યપ્રજાના ક્ષત્રિયધર્મી રાજપુરુષો થઇ રહ્યા ત્યાં સુધીના દોઢ હજાર વર્ષ કરતા વધારે લાંબા અરસામા હિન્દ ઉપર વારંવાર ચ્હડી આવેલાં વિદેશી ધાડાઓ. આમાં બધી ચ્હડાઇઓ જંગલીઓએ જ કરેલી ન હતી. ઇરાનીઓ અને યવનો (પ્રાચીન ગ્રીક લોકો)ની ગણના જંગલીઓમાં ન થઇ શકે પણ તેમની સંસ્કૃતિ આર્યસંસ્કૃતિ તરફ ઉદાર સદ્ભાવવું

વર્તન રાખવાને બદલે બલાત્કારથી તેને દાબી દેવાને મથેલી એટલે આ અપવાદ રૂપ લ્હડાઇઓને પણ જંગલીઓના તિમિરજૂથની લ્હડાઇઓ સાથે ગણવામાં બહુ દોષ નથી. આગળ ચાલતાં મુસલમાનોને પણ **તિમિરદલ** કહેવામાં આવે છે, તે પણ આવી મિશ્ર દૃષ્ટિએ.

૩૭–૪૮ આ સમય નહીં સુધારો, ઈશ્વરે ત્હમને ત્હમારા અનેક જૂના ઘાવ સામે જોઇને પૂરી રુઝ આણવા તથા ત્હમારી આગલી શક્તિ પાછી ખીલવવાને આ શાન્તિનો, વિદ્વાનો, પ્રાચીનના જીર્ણોદ્ધારનો, અને વળી શક્તિસંસ્કૃતિમાં તેમ ન્યાય પરોપકાર અને પરગુણપ્રશંસામાં માનવ જાતિને મોખરે ચાલતી એક સમર્થ પ્રજાની બાંહ્યધરીનો પણ યુગ આપ્યો છે, તેનો ત્હમે યોગ્ય લાભ નહીં લઇ શકો,—તો ઈશ્વરને દરબાર અમૃત જેવી દયા છે તેમ વજ્ર જેવો ન્યાય પણ છે ! અને એ વજ્રન્યાયનો દેહાંતદંડ ભૂતકાલમાં કેટલી બધી પ્રજાઓ પામી છે !—જો કે હિન્દદેવી આપણી માતા હોય આ ચેતવણી કઇક અધૂરા અને બનતા મૃદુ શબ્દોમાં જ આપે છે.

૪૯–૫૪ પશ્ચિમની સંસ્કૃતિને ગુરુસ્થાને સ્થાપી તેની પાસેથી શીખવામાં–પશ્ચિમની નિશાળે ભણવામાં–વિવેક રાખવાની જરૂર છે. શહેરોનો અતિવિસ્તાર, ખીચોખીચ ગિરણીઓ (સૂત્રયંત્રો) અને તેમના હજારો મજૂરોનો એકત્ર જમાવ, ગ્રામ્ય જીવન તરફ વધી પડેલો અનાદર, વગેરે

પશ્ચિમનાં ભૂષણો નથી. પશ્ચિમ પોતે તેમને દૂષણો ગણે છે, અને તેમનું નિવારણ કરવા મથી રહ્યું છે. પશ્ચિમ જેને ભૂષણ જ ગણતું હોય તે યે આપણે ત્યાં દાખલ કરતાં આપણી સંસ્કૃતિ અને પ્રકૃતિનાં હવાપાણીમાં કેવું ઉગી કેવાં ફલ આપશે, એ પણ વિવેકથી વિચારવાનું છે. અવિચારે "યા હોમ" કરવું તે નથી ખરો સુધારો, કે નથી ખરી દેશસેવા. શાશ્વતહિત અને તેનાં ખરાં સાધન સ્વચ્છ લોચને નિહાળી લઇ તેમનું નિઃસ્વાર્થી અને દૃઢ સાવધાનીથી સેવન કરવાનું છે.–પણ કૃતિનો આ ભાગ (તેને સારૂ જોઇતો વિસ્તાર મુખ્ય બોધને પણ દાબી નાખે માટે અશક્ય હોવાથી) નબળો એકદેશી રહી ગયો છે.

૫૮ કુદરત નાથીο, ઢોર નાથીએ છીએ તેમ કુદરતની શક્તિઓને નાથી તેમની પાસે શુભ મિત્રકૃત્યો કરાવો.

૬૩ જલધોધોનાં હાસ્ય આ એમને લીલામાં કુદી જનારા જુવાનોનાં હસમુખાં પ્રસન્ન વદનોની શોભા આગળ ઝાંખાં પડશે.

૭૦ ઉપનિષદો, એ તર્કઘોડાઓના માનનીય સંગ્રહ રૂપ જૂના ઉપનિષદો જેવા ગ્રંથો, અવતરશે, જાણે માનવીની બુદ્ધિ અલ્પ હોઇ ઇશ્વિર પ્રસાદને લીધે જ, હાં, નક્કી, રચાશે.

૭૧ વેદમંત્રો રચનારાઓને આપણે ઋષિઓ કરતાં પણ વધારે, લોકોત્તર, સામર્થ્યવાળા માન્યા છે, અને તેમને દૃષ્ટાઓ કહીએ છીએ; અવતારો, એ કરતાં પણ અધિક

સામર્થ્યવાળા, માટે આપણી નિર્બલ વાણીમાં એમને ઈશ્વરી અંશ મૂર્તિમાન કરનારા, અવતારી પુરુષો કહીએ છીએ.

૭૨ ગણાવી છે તે અને એવી બીજી પણ સર્વ જાતની ઈશ્વરદત્ત સાત્ત્વિક બરકત એ વનવાસમાં ખીલી નીકળશે.

**મૈયાની સેવા.**

ઇ. સ. ૧૯૦૯ માં ઉદ્બોધન માસિકમાં પ્રકટ થયું. એ અરસામાં અમદાવાદમાં મ્હને જાણીતા યુવાનવર્ગમાં 'ઉદ્દામ' વિચારોનું પ્રાબલ્ય જણાતું હતું.

૧૪ જીત-લાભ, જીત કે કોઇ પણ પ્રકારનો લાભ.

૩૫ વરદ, વર-ઇષ્ટ લાભ-આપનાર.

**પ્રિન્સ ઑફ્ વેલ્સને આવકાર.**

તા૦ ૯-૧૧-૫ ને રોજ એ મુંબાઈ ઉતર્યા, તે દિવસના મુંબાઇના રોજીંદાં વર્તમાનપત્રોમાં પ્રકટ થયું. એક નકલ હજૂરશ્રીને મોકલેલી, તેની પહોંચ બદલ એમના ખાનગી મંત્રીએ વિવેકની બે લીટી લખી મોકલવાની તસદી લીધી હતી.

૯-૧૦ આશાતણા ગગનમાં ઉડિયે વિલાસે
ને શીખિયે ફરજ ભૂમિની એ પ્રકારે—

હજી પણ એ જ સ્થિતિ છે.

૧૧-૨ હે પ્રભો, કૃપાલો, આ આશાગગનમાં વિહરીએ છીએ અને ભૂમિકર્તવ્યોના પાઠ શીખતા જઇયે છીએ તેને અનુરૂપ અમારી યોગ્યતાઓ ખીલતી આવે અને રાજ્યની સહાનુભૂતિથી અમને હક અને ખીલતી આવતી

સ્વતંત્રતા મળતી જાય એવા બનાવો બને, તથા એ બનાવો રૂપ તંતુઓવડે હાલના પ્રિન્સ ઑફ વેલ્સ અને ભવિષ્યના નૃપનું શુભ નામ ઇતિહાસના કીર્તિપટમાં વણાઓ !–પ્રાર્થના અને આશીર્વાદ બંનેનું સંમિશ્રણ છે.

**સખા મ્હારા, સખી મ્હારી.**

જ્ઞાનસુધામાં ઇ. સ. ૧૮૯૯ માં પ્રકટ થયું.

**સાથી ઓ મ્હારા.**

ઇ.સ. ૧૮૯૯ પહેલાં લખાઇ સુદર્શનમાં ઇ. સ. ૧૯૦૧ માં પ્રથમ પ્રકટ થયું. બીજી કડીમાં પહાડી જમીન જાણે નદીને લલચાવતી લલચાવતી આગળ લઇ આવે છે–માતા બાળાને ચાલતાં શીખવે મોટી કરે એ પ્રમાણે–એવી ઉત્પ્રેક્ષા છે.

**વધો ખેડો ને સફર, મરદાની નાવો.**

આર્થર હ્યૂ ક્લફના એક કાવ્યનો તરજુમો. As ships becalmed at eve એ પંક્તિથી શરૂ થતું એ કાવ્ય, ગોલ્ડન ટ્રેઝરીને નામે પ્રસિદ્ધ કાવ્યસંગ્રહના બીજા ગ્રંથમાં પણ આપેલુ છે. એ મૂલમાં 'રે મરુતસિન્ધુશાયિ' એ સમ્બોધન નથી; માત્ર મરુત્ અને સિન્ધુને જ સમ્બોધન છે. સુદર્શનમાં ઈ. સ. ૧૯૦૦ માં પ્રકટ થયું.

**ભવસાગર.**

સ્વ. નરસિંહ હુરિલાલ ધ્રુવના સાહિત્ય માસિકમાં ઈ. સ. ૧૯૦૪માં પ્રથમ પ્રકટ થયું.

૪ લોઢ, મોટા મોજા ૮ ભર્ગ–ગાયત્રી મંત્રનું સૂચન છે. વિરહ.

૧ લો ખંડ નવેમ્બર ૧૯૧૪ મા, ૬ ઠો ડિસેંબર આખરે, ૭ મો ૧૯૧૫ મા, અને ૮ મો ખંડ ૧૯૧૬ મા એમ લખાયા છે ખંડ ૫ માની છેલ્લી ૧૧ પંક્તિ છાપી નથી

૧–૨ ગુરુ=પ્રભુ, હે ગુરો, તું ક્યા ધોરણો ઉપર આ બ્રહ્માંડ ચલાવે છે તે સમઝી શકુ એટલી તાકત નથી તથાપિ, ન સમઝુ એવી ત્હારી આ અકલિત વ્યવસ્થામા પણ પૂરેપૂરી શ્રદ્ધા છે.

૫–૮ રજની ઠરી જાય છે, હવા શમી જાય છે, આશા અને તેની દ્યુતિ પણ મૂર્છા પામે છે, કુદરતનો નિયમ જ એવો જણાય છે કે અસારે સૌ શાન્તિ પામે છે, પણ એ નિયમપ્રભાવનો યે લાભ આ ઉરને નથી મળતો

૧૦ વાર, આસુ

૧૩ મુક, ૧૮ જાઉ એક ગુરુ, એક ગુરુ પ્રમાણે જ બોલાય છે

૧૫ જલ, ચૂર્ણ, આદિ જુદા જુદા આકારની દવાઓ, એમાથી ગમે તે એક રૂપમા ઝેરસુધા આપો

૧૯ મોડ, મુગટ **પચ્ચીશી,** પચીશ વર્ષ

૨૮ કમઠ, કાચબો ૩૧ **માવો,** ગર્ભ

૩૭ **દ્વિદલ,** ઉપલુ પડ કઠણ, અંદરનું નરમ, એવુ ત્હારુ બેવડુ હૈયુ

૩૯ અદ્ભુચરો, કર્તવ્ય અર્ધું જ થઇ શક્યુ છે એવો, અપૂર્ણ, અર્ધપક્વ

૪૦ બુદ્ધિપ્રભાત, આ સમઝ મ્હારી બુદ્ધિમા ધરથી પ્રથમથી કેમ ઉદય ન પામી ?

૪૨ વ્યાધિનુ પૂર ધસારાબધ વહે છે, તે ઉપર આ ચકરી ફુટે છે આ ભ્યાવ મનની વિકવતાને લીધે જ છે, આ આધિ-ચકરી વ્યાધિના પૂરને લીધે જ છે

૪૬ ઉદ્દામ, બેહદ, નિરકુશ, અને સાથે મધુરી.

૫૦ ભવના દ્વાર બે, (૧) જન્મ, (૨) મૃત્યુ

૫૨ અતિસેં, અતિશય. ૬૮ દશન, દાત

૭૯ अगुर्लगुर्मवतीति गुरुभाव , આગળ વશીકાર પણ એ જ પ્રમાણે

૮૩ ભાખ્યો, ઇસપકથામા અજબ વાત, માત્ર વાર્તામા આવે એવુ પણ ખરી દુનિયામા અસમ્ભવિત a romance, a mere romance

૮૬ રે, સિંહ કુમારિનો દાસ બને તે કરતા વધારે મોટી અજાયબી એ તેનો રમતિયાળ સાથી બને તેમા

૮૮ એહુ-આરમ્ભને, એ સાધના આરમ્ભને

૮૧ એ મ્હારુ ભૂતકાલનું સ્વરૂપ લઘુગુરુના ગણિત શાસ્ત્રીય 'હું-ભૂત' વાંચવુ

૮૮ બપૈ, બપૈયો, અસીમા બેહદ તરફ જ સદા ઉડતો અતિ (excess)નો જ બપૈયો હતો બપૈયો પોતાની

ચાયને સીધી ઊંચી (vertically straight) રાખીને ઊંચે ઊંચે ઉડે છે, એવી કલ્પના છે હવે વર્ષાદની ધારા સીધી નીચી (vertically straight) જવલ્જે જ પડે છે જે ધારાઓ જમીનની નજીકમાં સીધી નીચી પડતી લાગે છે તે પણ ઉંચા ભાગમા એટલી સીધી હોતી જ નથી. અને બપૈયાને વર્ષાદની ધારા શિવાયનુ પાણી પીવુ જ નથી એટલે આ હઠીલુ પખી બીચારુ તરસે જ મરે

૧૦૮ મેઘોના ઢગ ના ડુંગર સમા હોય છે, તેમના ઊંચ શિખર ઉપરના નર્યા બાષ્પ (watery vapour) ની સૌથી ઉચી શિખામાથી જ મ્હારે તો મ્હારી તરસ છીપાવવી હતી

૧૦૯ કપિદેવાલય, હનૂમાનનુ ગુમાનદેવ નામનુ મદિર, ભરૂચથી પૂર્વે થોડા ગાઉ ઉપર સામે કાઠે, યાત્રાનુ સ્થલ છે, પાસે કાવેરી નામની નહાની નદી વહે છે, જે નર્મદાને મળે છે

૧૧૦ દરિયાની ભરતીના પાણીને પણ મીઠા કરતી

૧૧૧ ત્હમારા ભોગવિલાસ એવા કે ત્હમે જ તેને ભોગવિલાસ કહો, બીજા તો તેને નર્યા આત્મભોગ ગણે દાખના તરીકે મધ્ય વયે આવેલી હિન્દુ સ્ત્રીઓ ખાસ કરીને શું શું માગી લે છે?–(૧) કોઇ વ્રત કરવાને પરવાનગી, (૨) સારા સગાથમા જાત્રાએ જવાને પરવાનગી, (૩) પોતાનો કોઇ અલકાર કોઇ લાયક પાત્રને આપી દેવાને પરવાનગી, વગેરે ૧૨૦ લોક આ, આ મર્ત્ય લોક.

૧૨૧ આસ, સ્વજન ૧૨૭ પરું, આઘુ

૧૩૧ **ખુટ્યો ખુટલ!** ખુટલ-(૧) દગલબાજ (૨) ખુટી જવુ, ખુટી પડવુ, એ જેનો સ્વભાવ જ છે. આશાની દૃષ્ટિએ અખુટ-અનન્ત-ભાસતુ, અને વસ્તુતાએ ડગને ડગલે અચિન્ત્ય ખુટી પડતુ એ બને કાલના સ્વભાવ જ છે. અને તોપણ જ્યારે જ્યારે એ ખુટી પડે છે ત્યારે ત્યારે દરેક વખત લાગતાવળગતાને લાગવાનું જ કે એણે દગો દીધો-જનસ્વભાવ જ એવો છે

૧૩૫ પાચપદર દિવસમા કે પાચપદર ઘડિયા, પણ અનસ્યમેવ

૧૩૬ **અગુણ,** બાયલાપણુ દુર્ગુણ ખરો, પણ અસાધારણ કાઠિન્યના અભાવને દુર્ગુણ કહેવાય નહીં, સામાન્ય રીતે ગુણ જ ગણાય અને જે અપવાદરૂપ સજોગોમા ગુણને બદલે ગુણેતર જેવો ભાસે તે વખતે યે એને દુર્ગુણ કે અવગુણ નહીં, અગુણ જ કહેવો પડે.

૧૩૮ **શ્વસનરોધ,** રોતુ આવતા શ્વાસને અટકાયત થાય છે તે શરીર સહી શકે એમ નથી

૧૩૯ **તથા,** ચિન્તા, ધડભાગ, લાબા વિચાર અને ચર્ચા, ૯૫, ૪૦.

૧૪૩ **નિહારિકા,** જેમાથી સૂર્યમડળો ઉત્પન્ન થાય છે તે, 'નેબ્યુલા (nebula)' **વિતાન,** છત, ચદરવો, છત્ર

૧૪૪ **અદ્ધઘનું,** અર્ધ ઉંચુ ૧૪૫ **લાબ્હા,** lava

૧૫૦ ઋત, સાચું. જીવ-બલ-ઇચ્છાસ્વાતંત્ર્ય-ગતિ-સુખ-તેજ-સૌંદર્ય-પ્રેમ એ ત્ર્યસતમાં આરોપેલાં જ ખરાં છે, બીજા કશામાં ય આરોપેલાં ભ્રમણા માત્ર છે.

૧૫૫ આ પંક્તિ ગુરુમંત્ર જેવી છે: અષ્ટાદશાક્ષર છે. જીવનનિધિ એવો છે કે તેના ઊર્મિ-મોજા, સ્રોત-પ્રવાહ, પાત-પ્રવાહદિશા, દિષ્ટ-પ્રથમથી નિર્માણ કરેલું અન્તિમ લક્ષ્ય પરિણામ કે ફલ-ટુંકામાં નિર્માણ, એ સર્વે શિવ-હિતકર-શંકર છે.

૧૫૭ શકલ, અરધિયું, કાચલી.

૧૬૦ પ્રાક્તન, આ બનાવ બની ગયો તે પહેલાના, જાણે આગલા જ ભવના.

૧૬૨ સહજ, કુદરતી. ૧૬૬ બંકિમાં, સુંદર વાંકાચુંકાં.

૧૭૪ કેમ કે કંઇ પણ લાંબા વખત સુધી ચાલે એવો હિતલાભ તો આ ક્ષણભંગુર જગતમા ક્યાંથી!

૧૭૬-૮ મ્હારા મનની સ્થિતિ ખરેખર કેવી છે તે જોવાનો ત્હારો ધર્મ છે માટે તે ત્હને પટાંતર ખોલીને દેખાડું. આમ બોલું છું તે એ ત્હને દેખાડવાને માટે જ: એ કેવી છે?–જીવતાં મોતની. જગતની ક્ષણભંગુરતાનું જ્ઞાન મ્હને મળ્યું, ખરેખર મળ્યું: પણ એ જ્ઞાનજ્યોતિ તો નરી ઝાળ છે!

૧૭૯ વ્યસ્ત, અવકાશમાં પથરાઇ રહેલ.

૧૮૦ પંડ, આત્મા. ૧૮૧ રહી, રહેલી.

૧૮૩ શબ્દછાયા, નિરાધાર શબ્દ. વદન અને તેમાંથી નીકળતો શબ્દ એ બન્ને સાથે નહીં. ગત વ્યક્તિના અતિ

સુપરિચિત કંઠના અને શબ્દો વાક્યો આદિના ભણકારા.

૧૮૫ ઐકાગ્ર્ય, એકાગ્રતાની સ્થિતિ.

૧૯૦ આ સ્થૂલ નયન શ્રોત્ર આદિમાં એ સ્થૂલેતરના હુમલા-આક્રમણ-સહી જવાની શક્તિ કયાંથી હોય જે!

## ચોટી.

અમારામાં મોત પછી ત્રીજે દિવસે પાછલે પ્રહરે પારસીઓના ઉઠમણાની માફક નાતભાઇઓ અને બીજા સમ્બન્ધીઓ' દિલાસો દેવા આવે છે; કલાક બેસી ઘરનાંઓને દેવદર્શને લઇ જાય છે: આને ચોટી કહે છે. આ પદ "નવ કરશો કોઇ શોક, રસિકડાં!" એ નર્મદના જાણીતા પદની રાહનું છે. રાગ—આશાભેગ કે ભૈરવી. વસન્તમાં ઇ. સ. ૧૯૧૬ માં પ્રથમ પ્રકટ થયું.

૩ સૂક્ષ્મ, બંને અર્થમાં.

## દેવી અને યોગિરાજ.

જ્ઞાનસુધામાં ઇ. સ. ૧૮૯૬ માં પ્રકટ થયું. આ પદ્યકૃતિઓના સંગ્રહને અન્તે આ કલ્પિત સ્વમવર્ણન.ગદ્યમાં લખેલું હોવા છતાં મુક્યું છે તે અસ્થાને નહીં ગણાય એવી આશા છેઃ એના ગુણ દોષ બંને ગદ્યના કરતાં કવિતાના ગુણદોષને વધારે મળતા જણાય છે.

